# ભારતનું
# નૃત્યશાસ્ત્ર



आङ्गिकम् भुवनम् यस्य
वाचिकम् सर्व वाङ्मयम्
आहार्यम् चन्द्र तारादि
तं नमामि सात्विकम् शिवम्

શિરીષ હ. મહેતા

ભારતનું

# નૃત્ય-શાસ્ત્ર

લેખક

શ્રી. શિરીષ હ. મહેતા

સ્વર-મંદિર રાયપુર અમદાવાદ.

પ્રાપ્તિસ્થાન

સ્વર-મંદિર
રાયપુર અમદાવાદ.

ગુજરાત પુસ્તક ભંડાર
કાલુપુર ટીંકવા ચોકી અમદાવાદ.

૧૯૪૯



મુદ્રક–પ્રકાશક

કૃષ્ણપ્રસાદ લ. ભટ્ટ

શ્રી કૃષ્ણ મુદ્રણાલય ૭૦૩ નવા દરવાજા રોડ
ચાર રસ્તા અમદાવાદ.

મુલ્ય
રૂ. ૩–૦–૦



જેણે
સુષુપ્ત હૈયાને ઢંઢોળી
કલ્પના જગાડી
પ્રેરણા આપી.

# પહેલી-વાત

હું નૃત્યકાર નથી. એટલી લાયકાત પણ મારામાં નથી. કેવળ નૃત્યના એક અદના અભ્યાસી તરીકે જે શીખ્યો છું, અનુભવ્યું છે, વાંચ્યું છે ને વિચાર્યું છે, તે આપની સમક્ષ રજુ કરૂં છું. એના એક ચાહક તરીકે. એની સેવા કરવા.

આ કલા નવિન નથી. એટલે નવી વાત કહ્યાનો આત્મસંતોષ હું લઈ શકુ તેમ નથી. અને એમાં નવું કશું જ કહી શકાય તેમ નથી. આ કલા તો અનાદિ કાળથી ચાલી આવે છે. એટલે મ્હેં ફક્ત, આ કલાને મારી રીતે આપની સમક્ષ રજુ કરવા સિવાય કંઈપણ કર્યું નથી.

બીજું, આ પુસ્તક શીખવા માટે નથી, ને પુસ્તકથી શીખી શકાય પણ નહિ. હા! જો માર્ગ જડયો હોય તો તે આગળ વધવામાં સ્હેજ મદદ કરે. પરંતુ માર્ગ બતાવનાર તો જોઇએ જ. "ગુરુ વિના જ્ઞાન નહિ." છતાં પણ શકય રીતે સમજી શકાય તેમ લખવા મ્હેં પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન સફળ છે કે નિષ્ફળ એ તો હું શી રીતે કહી શકુ?

અંતમાં, ચિત્ર માટે શ્રી. ગજેન્દ્ર મિસ્ત્રીનો તથા જમનાદાસ શાહનો તેઓએ આપેલા સહકાર બદલ આભાર માનું છું.

સ્વર-મંદિર
રાયપુર-અમદાવાદ.

શિરીષ હ. મહેતા

# પરિચય

મેઘ ગર્જના કરે છે, અને મોરલો કળા કરી નાચે છે. મુરલીના નાદ ઉપર નાગ ફેણ માંડી ડોલે છે, નાચે છે. જાતવાન ઘોડો મસ્તીમાં આવી નાચે છે, ત્યારે તેનું સૌંદર્ય બહુદિપી ઊઠે છે. મસ્ત ગજરાજ પોતાની પ્રિયતમાને રીઝવવા ચિત્કાર કરી નાચે છે. પતંગિયું દિપક જોઇ નાચે છે, અને મસ્ત બની પોતાની જાત જલાવી નાખે છે. લડાઇ-જિંદગીની લડાઈ ખેલ્યા બાદ યોદ્ધો પોતાનો થાક ઉતારવા નાચે છે. અને એમાંથી એને નવું જોમ, નવી સ્ફૂર્તિ મળે છે. કુદરતનાં બાળ, પશુ, પક્ષી, મનુષ્ય સુદ્ધાં અતિ ઉલ્લાસમાં આવતાં નાચી ઊઠે છે.

પૃથ્વી પર જંગલીમાં જંગલી જાતથી સુધરેલામાં સુધરેલી જાત સુધી, પૃથ્વીના આદિકાળથી વર્તમાન સુધી નૃત્યે એકધારું અને એક સરખું સ્થાન મેળવ્યું છે. જીવનમાં નવું જોમ, સાચો ઉલ્લાસ, રસ અને ચૈતન્ય નૃત્ય જ સીંચે છે.

નૃત્ય એ એક કલા છે, લલિતકલા છે. એતો સર્વ કોઈ જાણે છે. પરંતુ આપણા ગુજરાતની એ એક કમનસીબી છે કે, આપણે એમાં ઉંડા નથી ઉતર્યા. એનું કારણ ગુજરાતી સ્વાભાવિક રીતે જ વેપારી સ્વભાવનો કહેવાય છે. જીવનમાં એને ધન કમાવા શિવાય કંઈપણ કરવું, તે નકામો વખત બગાડવા જેવું લાગે છે. એટલે ગુજરાતીના જીવનમાં રસ જેવી કોઈ વસ્તુ જ નથી. અને એથી જ આ એક મહત્વની કલાની બાબતમાં આપણે લોકો સાવ અજાણ જ છીયે. આજે નૃત્યનો અર્થ ગમે તેમ હાથ પગ હલાવવા, અંગને વાંકુ ચુંકુ કરવું એમ લોકો સમજે છે. અને નૃત્યને એક મનોરંજનનું સાધન માત્ર સમજે છે, પરંતુ ના. નૃત્ય એ માત્ર મનોરંજનનુ સાધન નથી. એ ઘણું ઘણું છે. એ આપણે જોઈએ.

જો લલિતકલાઓમાં એ કલાઓનાં સર્વ અંગો જેમાં સમાઈ જતાં હોય, એવી કોઈપણ કલા હોય તો તે નૃત્ય કલા જ છે. હવે આપણે એને વિગતવાર તપાસીએ.

લલિતકલાઓમાં મુખ્ય આટલી કલાઓનો સમાવેશ કરી શકાય. સંગીત, સાહિત્ય, ચિત્ર અને સ્થાપત્ય.

ઉપરની બધી કલાઓ માટે ઘણું લખાયું છે. એટલે આપણે વધારે વિવરણમાં નહિ ઉતરતાં, નૃત્યમાં ઉપરની બધી કલાઓનો સમાવેશ કેમ થાય છે તે જોઈએ.

સંગીતનો અર્થ ગાયન, વાદન અને નૃત્ય. ( ગીતં

वाद्यं तथा नृत्यम् त्रयो संगीत मुच्यते ) એટલે એકલું ગાવું અથવા વગાડવું, તે સંગીતનું એક અંગજ થયું ગણાય. સંગીત એના સાચા અર્થમાં આ ત્રણેના મેળથી જ કહેવાય.

નૃત્યમાં સ્વાભાવિક રીતે જ વાર્તા અથવા ગીત અને વાદ્યની જરુર પડે જ. એટલે સંગીતના અર્થમાં નૃત્ય સંપૂર્ણ થયું. હવે ગીત અને વાર્તા માટે સાહિત્યની જરુર પડે જ કારણ કે ગીત અને વાર્તા એ સાહિત્યનું જ એક અંગ છે. એટલે નૃત્યમાં સાહિત્યનો પણ સમાવેશ થયો. હવે રહ્યું ચિત્ર.

નૃત્યકાર પોતાનાં અંગો, મુદ્રાઓ અને ભાવો વડે એક આખી ચિત્રની સૃષ્ટિ ખડી કરી દે છે. અને કોઇપણ ચિત્રકારને ચિત્ર દોરવા પ્રેરણા આપે, એવી આકૃતિઓ ખડી કરી દે છે. જેમ ચિત્રપટદ્વારા ચિત્રો આપણને વાર્તા કહી જાય છે. તેમ નૃત્યકાર પોતાના અંગોની આકૃતિઓ વડે, ભાવો વડે, ચિત્રોની પરંપરા સર્જી ચિત્રપટ ઉભું કરે છે. અને એ દ્વારા આપણને વાર્તા કહી જાય છે. તદુપરાંત સ્થાપત્ય તો તમે જોશો તો નૃત્યના આકારોમાં જ અંકાયેલું હોય છે, એટલે એમાં વધારે શું કહેવાય?

આ રીતે લલિતકળાનાં સર્વ અંગો જો કોઇ પણ કળામાં આપણને જોવા મળતાં હોય તો તે નૃત્ય કળામાં અને એ કળામાં જ લલિત કળાનાં સર્વ અંગો સમાઇ જાય છે.

હવે આપણે એને બીજી રીતે જોઈએ. આપણા વિદ્વાનો માને છે કે આપણો ઇતિહાસ—ઇતિહાસ કહેવાય એ રીતે સચવાયો નથી અને એ વાત સાવ સાચી છે. છતાં પણ આપણા ઇતિહાસ છૂટક છૂટક રી. [illegible] જળવાયેલો-જ છે. અને તે જળવાયો છે નાટકોદ્વારા, નૃત્યોદ્વારા

આ રીતે ઇતિહાસ જાળવવામાં પણ આ કળાએ પોતાનો અગત્યનો ભાગ ભજવ્યો છે તે ઉપરાંત પ્રચારમાં પણ નૃત્યે પોતાનો મહત્વનો ફાળો નોંધાવ્યો છે નૃત્યદ્વારા આપણે સામા માણસો ઉપર ધારી અસર પહોંચાડી શકીએ છીએ.

હવે આપણે એમાં એક અગત્યની હકિકત [illegible] કેટલાકોનું માનવું છે કે, નૃત્ય કરવાથી માણસમાં [illegible] નાજુકતા આવી જાય છે, અને એનામાં સ્ત્રીના જેવા હાવ ભાવ પ્રવેશે છે પરંતુ નૃત્ય અને નૃત્યકાર ઉપર જો મોટામાં મોટું કલંક ચઢાવવામાં આવ્યું હોય, તો તે આ છે. અને આ હડહડતું જુઠાણું છે. તે વિદ્યાનું અપમાન છે, ગદ્દારી છે. દાખલા તરીકે:—

નૃત્યનાં મહાન આચાર્ય શીવ, દેવના પણ દેવ મહાદેવ, કે જે સાક્ષાત્ પ્રલયમૂર્તિ ગણાય છે. એમનાથી વધુ શક્તિશાળી કોઈજ દેવ નથી. છતાં એમણે આ વિદ્યાનું સર્જન કર્યું [illegible], [illegible]િહાસ કે સૃષ્ટિના આરંભથી અત્યાર સુધી, કામદેવે જો કોઈના પણ ઉપર

વિજય ન મેળવ્યો હોય, તો તે શીવ ઉપર જ. અને મહાદેવે જ એને બાણી મૂક્યો હતો.

બીજા કૃષ્ણ—કે જે રસેશ્વર ગણાય છે. મધુવનની કુંજ નિકુંજે અને શરદની રાતડીયે કેટલાયે ગોપ—ગોપી સાથે એમણે રાસ ખેલ્યા છે, અને નૃત્ય કર્યું છે. છતાંયે એકલે હાથે, કંસના દરબારમાં જઈ એનું માન મર્દન કર્યું છે, અને કેટલાયે અસુરોનાં નિકંદન કાઢ્યાં છે. તથા પૂર્ણ પુરૂષોત્તમ પદ પામ્યા છે.

ત્રીજા કૃષ્ણના સખા અર્જુન, કે જે હિન્દુશાસ્ત્રના મત પ્રમાણે એક જ નર ગણાય છે. તે વખતે નૃત્યના સારામાં સારા જાણકાર હતા. અને વિરાટ રાજાના મહાલયમાં એમની કુંવરી ઉત્તરાને નૃત્યનું શિક્ષણ આપતા હતા. છતાં વિરાટ નગરને પાદર કૌરવોની મહાસેનાને એમણે એકલે હાથે પરાજિત કરી હતી. જો નૃત્યથી નાજુકતા આવી જતી હોય તો આ બધું શી રીતે બને?

છેલ્લે બાણની દીકરી, અને કૃષ્ણની પૌત્ર વધુ ઉષા. અને એની સાહેલી ચિત્રલેખા. પૃથ્વી ઉપર પાર્વતિનું લાસ્ય એમને જ આભારી છે. છતાં પણ ઇતિહાસના આરંભથી અત્યાર સુધી કોઈ પણ સ્ત્રીએ જો પુરુષનું હરણ કર્યું—કરાવ્યું હોય તો, તેમણે અને તેય જેના નામની આર્યાવર્તમાં તે વખતે હાક વાગતી તે મહા બળવાન કૃષ્ણના મહાલયમાંથી.

જો નૃત્યથી નાજુકતા–સ્ત્રૈણુ આવી જતું હોય, તો આ આપણે જુઠું માનવું પડે. ના, પણ આ સત્ય છે, નક્કર હકીકત છે. માટે જ નૃત્યકારોનું આ એક મોટામાં મોટું અપમાન છે.

તો પછી આ કલંક ચઢ્યું શી રીતે ? એ શોધવા જઇએ તો આપણુને એનું કારણુ તરત જડી આવશે. એની જવાબદારી મોટે ભાગે આજ બની બેઠેલા કેટલાક દંભી નૃત્યકારો અને આપણું અજ્ઞાન.

કારણુ કે–કેટલાક કહેવાતા નૃત્યકારો અને અભિનયકારો, કે જેઓ થોડું અર્ધદગ્ધ શિક્ષણુ લઈ અગર લીધા વગર, ચિત્રપટો, નાટકો અને નૃત્યકારોના પ્રયોગો જોયા પછી, એનો ઉંડો અભ્યાસ કર્યા સિવાય નૃત્યકારો થઈ બેઠા છે. તેમ જ આજ સમાજ દંભને જ પોષે છે. દંભ વિના માણુસ ટકી શકતો નથી. એટલે એણે, નૃત્યકાર, અભિનયકાર થવા દંભ કેળવવા માંડયો. તથા નૃત્યકાર, અભિનયકારના મહાન પદ ઉપર ચઢી બેઠો. અને આ વિદ્યાથી અજ્ઞાન સમાજે એનો દંભ જોઇ એને પોષવા માંડયો. પરિણામ એ આવ્યું કે, આટલી સસ્તી કીર્તિ અને ધન મળતું જોઇ, એ વર્ગમાં વધારો થવા માંડયો. અને ગમે તે માણુસો, અધુરા જ્ઞાને અને ઓછી મહેનતે નૃત્યકારમાં ગણુાવા માંડયા. એ સાથે સ્ત્રીઓના સંસર્ગે એમનાં નીતિનાં બંધન ઢીલાં બની ગયાં અને એમાં દુરાચાર પ્રવેશ્યો. અને સ્વાભાવિક રીતે જ આવું બને કે, સમાજ

પછી આવા નૃત્યકારોને લીધે એ આખી વિદ્યાને વગોવવા મંડી જાય. તથા આવા થોડાક દાખલા બને કે તરત જ લોકોને એના તરફ સુગ અને ધિક્કાર આવવા માંડે. તમે જોશો કે આજનો આપણો ધિક્કાર એના ઉપર જ રચાયેલો છે. કારણ કે આવા સંખ્યાબંધ દાખલાઓ બનેલા છે. પરંતુ તેઓએ પોતાના થોડા સ્વાર્થ માટે, આવી આ મહત્વની વિદ્યાનું ગૌરવ ઘટાડી દીધું છે. એમણે આ કળાની જેવી દુર્દશા, કુસેવા, કરી છે, એવી તો આ કળાના દુશ્મનોએ પણ નથી કરી. અને આવા લોકો જ સમાજના અને આ કળાના સાચા દુશ્મનો છે.

પરંતુ સાચો નૃત્યકાર તો, સંયમી અને જીતેન્દ્રિય હોય છે. સાચા નૃયકાર બનવા નૃત્યકારે, પોતાના મન, શરીર, ઇન્દ્રિયો અને લાગણીઓ ઉપર પહેલાં કાબુ જમાવવો પડે છે, એણે સુંદર, સુદૃઢ અને સશક્ત થવું પડે છે. ચપળતા અને ચાતુર્ય કેળવવાં પડે છે, ત્યારે જ તે સાચો નૃત્યકાર બની શકે છે.

નૃત્યનું મહત્વનું અંગ કસરતો છે, અને એ દ્વારા—એ પોતાના શરીરના એકેએક અવયવને, સુદૃઢ, ને સુરેખ બનાવે છે. પોતાની એકેએક ઇન્દ્રિય ઉપર કાબુ મેળવે છે. અને ઇન્દ્રિય નિગ્રહદ્વારા પોતાના ભાવો ઉપર કાબુ જમાવે છે.

સાચા નૃત્યકારના મનના ભાવો તમે ભાગ્યે જ પકડી શકો, ગમે તેવા દુઃખમાં તે હસી શકે છે. ગમે તેવા

હાસ્યના પ્રસંગે તે રડી શકે છે. ક્રોધમાં સંયમ જાળવી શકે છે. અને વિના કારણ ક્રોધના ભાવો પણ દર્શાવી શકે છે. અંગેઅંગને કસરત મળવાથી એને વૃદ્ધત્વ અસર કરતું નથી. એને દુનિયાની એકેએક વસ્તુનું ભાવોનું બારિક નિરીક્ષણ કરવું પડે છે અને ત્યારે જ તે સાચો નૃત્યકાર બની શકે છે.

છેક અનાદિ કાળથી વિક્રમની અગીઆરમી શતાબ્દિ સુધી આપણા રાજા–મહારાજાઓ આ કળાને પોષતા. એટલું જ નહિ, એ પોતે પણ આ વિદ્યામાં પારંગત થતા. અને રંગભૂમિ પર ઊતરતા પણ ખરા. વિક્રમ પહેલાંના પચાસ વર્ષની આસપાસ, અગ્નિમિત્ર તથા તેમના ભાઈ પુષ્પમિત્ર રંગભૂમિ પર મહાકવિ કાલિદાસનું માલવિકાગ્નિમિત્ર ભજવાયું ત્યારે ઊતર્યા હતા. ( જુઓ શ્રીલાભાઈ ઘનશ્યામદાસનો મેઘદૂતનો ગુજરાતી અનુવાદ ).

પણ વિક્રમની અગીઆરમી શતાબ્દિ પછી મુસ્લિમ સલ્તનતોનાં ધાડાં, પૂરની જેમ હિંદ ઉપર ચઢી આવવા માંડ્યાં. અને દેશ છિન્નભિન્ન થઈ ગયો. એની સાથે જેમ આપણી ઘણી વસ્તુઓ અને કળાઓનો નાશ થયો તેમ નૃત્ય આ કળા અને સંસ્કૃતિ પણ નાશ પામ્યાં.

ફરી પાછી એને મુસ્લિમ સલ્તનતોએ અપનાવવા માંડી, અને એને સજીવન કરી, પરંતુ આ વખતે એનું સ્વરૂપ, એનું તો વિકૃત થઈ ગયું હતું અને એ એટલી અધમ કક્ષાએ પહોંચી હતી કે, સંસ્કારી સમાજે એને

હલકી ગણી નિંદવા માંડી. એનું કારણ કે, મુસ્લિમ બાદશાહો—અમુકને બાદ કરતાં, વિલાસી અને હલકી મનોવૃત્તિના હોવાથી, એમની તે વૃત્તિઓ પોષાય એ હેતુથી એઓ હલકી કોટીનાં નૃત્યો જ પસંદ કરતા. અને જે નૃત્યાંગના સારું નૃત્ય કરતી, એને એઓ પોતાના મોજશોખ અને વિલાસનું સાધન બનાવતા. આખર વખત જ એવો આવ્યો કે, મુખ્યત્વે વિલાસી સ્ત્રીઓ જ આ ધંધો કરતી, અગર આ ધંધો કરનાર વિલાસી બની જતી. પહેલાં આ કળા કેવળ દેવોને રીઝવવા અને માંગલિક પ્રસંગે જ યોજાતી એને બદલે આ વિલાસનું સાધન અને ધંધો જ થઈ ગઈ. એથી સંસ્કારી સમાજમાંથી એ ધીરે ધીરે લુપ્ત થઈ અને એ યુગ એટલી હદ સુધી વધી ગયો કે, નાચવું એ એક હલકટ શબ્દ જ થઈ ગયો. અને એના નામ માત્રથી લોકો ભડકવા લાગ્યા. અને એથી એની પાછળનું અસલ ધ્યેય કોઈ સમજ્યું નહિં, સમજવા પ્રયત્ન કર્યો નહિં, અને એને અપનાવ્યું નહિં.

ઇસ્લામની અસર જેટલી ઉત્તર હિંદમાં પડી હતી, એટલી દક્ષિણ હિંદમાં ન્હોતી. તેથી ત્યાં આ કલા કંઈક અંશે સચવાઈ, વિક્રમની સોળમી શતાબ્દિમાં દક્ષિણમાં કોટ્ટારકારાના રાજાએ આનું ફરી સંશોધન કરી, એને પુનર્જીવિત કરી,* અને એ કથકલી નામથી પ્રસિદ્ધ થઈ. અને પહેલ વહેલાં એમણે "રામનાટયમ"ની રચના કરી. આજ વખતે કાલિકટના ઝામોરિને "કૃષ્ણનાટયમ" નામે બીજું નૃત્ય યોજ્યું, કે જે મહાકવિ જયદેવના "ગીત

ગોવિંદ" પરથી ઉતારવામાં આવ્યું હતું. આ "કૃષ્ણનાટ્યમ્" માં કોટ્ટારક્કરાના રાજાએ જાતે ભાગ લીધો હતો. પરંતુ ઉત્તર હિંદમાં તો એની દશા ઉપર કહી તેવીજ હતી.

પરંતુ ફરી પાછો એ વખત આવવા માંડ્યો છે કે, જ્યારે ફરીથી સંસ્કારી સમાજમાં એનો પ્રચાર શરૂ થયો છે. પરંતુ કમનસીબે જ્યારે એના પ્રચારનો પ્રારંભ થયો છે, તેજ વખતે ઉપર કહ્યું તે કારણસર આ કળા સમાજમાંથી લુપ્ત ન થાય એ જોવાનું અને આ કળા, એના સાચા અર્થમાં પ્રગટ થઈ, સમાજને અધમતા નહિ, પરંતુ ઉચ્ચતાની કોટિએ લઈ જાય એવો પ્રયાસ કરવો જોઈએ. અને આ માટે આપણે આમાં રસ લેવો જોઈએ, અને પછી એ કલા, વધુ અને વધુ ઉચ્ચ કક્ષાએ પહોંચે, એવો પ્રયત્ન કરવા જોઈએ.

આજે જેમ શાસ્ત્રીય સંગીત સાચું હોવા છતાં, એને ન સમજનાર લોકો આગળ, કેટલાક ગરણા અને હલકાં ગીતો ગાનાર, સંગીતકાર તરીકે સ્થાન જમાવી બેસે છે. અને શાસ્ત્રીય સંગીતને, નકામા બૂમ બરાડા અને દંગલ સમજાવી, એને ઉતારી પાડવાનો પ્રયત્ન કરે છે, કારણ કે કુદરતી ગળુ જરાક સારું હોય, એટલે ગમે તેવું ગીત પણ સારું લાગે, અને થોડાક સંગીત–અજ્ઞાનો એને વખાણે, એટલે શુદ્ધ રાગ રાગણિ, સ્વરોની બારિક ખૂબી, લયકારી અને આલાપચારીથી વાતાવરણ રાગમય કરવા માટે જે મહેનત જોઈએ એ ન થાય, અને વગર

 

મહેનતે સંગીતકાર થઈ જવાય. એટલે પોતાને જ સાચો સંગીતકાર ગણાવા આવો પ્રચાર કરે. અને સાચો સંગીતકાર –મહેનત કરનાર બિચારો ખૂણામાં સબડતો હોય. એટલે તાત્કાલિક લાભ ખાતર બધા આ હળવા સંગીતમાં રસ લેતા થઈ જાય. અને સમાજનો રસ પણ હલકો થતો જાય. એટલે સ્વાભાવિક સાચું સંગીત અદૃશ્ય થતું જાય. તેમ નૃત્યની પણ એજ દશા થાય.

## "ભારતિય–નૃત્યો"

આપણા દેશમાં બે પ્રકારનાં નૃત્યો પ્રચલિત છે.

૧. સંસ્કારી નૃત્યો. કે જે સંસ્કારી સમાજમાં અને કેળવાયલા વર્ગમાં પ્રચલિત છે. અને આ નૃત્યો ખાસ ઉભા કરેલા રંગમચ ઉપર, અથવા નાટયઘરોમાં ખાસ રીતે રજુ કરવામાં આવે છે.

૨. ગ્રામ્ય–નૃત્યો. કે જે સાધારણ જન સમાજમાં પ્રચલિત છે. એના માટે કોઈ ખાસ રંગમંચ અથવા તૈયારી વિગેરે કંઈજ કરવું પડતું નથી. અને આ નૃત્યો.

જુદાજુદા પ્રાંતના ખાસ તહેવારો, માનતાઓ અને દેવને રીઝવવા વિગેરે માટે યોજાય છે.

# ૧ સંસ્કારી–નૃત્યો

**૧ ભારત–નાટયમ્:—**

આ નૃત્યો ભરતના નાટય શાસ્ત્રના સિદ્ધાંત મુજબ યોજાય છે. અને ખાસ કરીને સ્ત્રીઓ અને દેવ–દાસીઓ કરે છે. આ નૃત્યો એકલા અથવા ત્રણ ચારના સમુહમાં યોજાય છે. આ પ્રકાર દક્ષિણ હિંદમાં ખાસ પ્રચલિત છે.

**૨ કથકલી:—**

દક્ષિણ ભારતમાં કેરાલા વિસ્તારમાં યોજાતાં નૃત્યોનો આ બીજો પ્રકાર છે. કોટ્ટારકોરાના રાજાએ ભરત–નાટયના સિદ્ધાંત મુજબ જુજ તફાવત રાખી આનો પ્રચાર શરૂ કર્યો. આમાં રામાયણ–મહાભારતની કથાઓ યોજાય છે,–કહેવાય છે. તેથી એ કથ–કલી કથા–કહેણી કહેવાય છે.

કથકલી અને ભરત નાટયમાં ખાસ તફાવત એ છે કે, ભારત નાટયમાં મોંના હાવભાવ વધારે હોતા નથી. પરંતુ

જેટલા હોય છે, તેટલા સુ-સંસ્કારી હોય છે. હાથની મુદ્રાઓ અને શરીરના અંગો વધારે ભાવવાહી અને વેગીલા હોય છે. આમાં ખાસ કરીને પગનું કામ વધારે કલામય હોય છે. આ નૃત્ય લાસ્ય પ્રકારનું છે. પરંતુ આમાં તાંડવનાં કેટલાંક અંગો સમાયેલાં છે.

૩ તાંજોર:—

ઉત્તર ભારતનાં આ નૃત્યો, ગ્રામ-નૃત્યોને વ્યવસ્થિત કરીને યોજેલાં હોય છે. આ લોકો એક ચોક્કસ પ્રકારની મુદ્રાઓ યોજે છે. અને તેમાં ઘણીખરીનાં ફક્ત નામ જ અલગ મળી આવે છે. આનું સંગીત અને લયકારી પ્રેક્ષકોને ખાસ આકર્ષણ જમાવી એંચી રાખે છે.

૪ કુચપુરી:—

આ પણ દક્ષિણ ભારતના ક્રિસ્ના જિલ્લાના બેઝવાડા અને મછલીપટ્ટન વચ્ચેના પ્રદેશમાં પ્રચાર પામેલાં નૃત્યો છે. આની કથાઓ મોટે ભાગે ભાગવત માંથી યોજાય છે અને તે કથકલીને ઘણું મળતું આવે છે.

૫ કથક:—

આ નૃત્ત લખનૌ તરફ વધારે પ્રમાણમાં પ્રચલિત છે. એમાં તાલ અને લય પ્રધાન પદે હોય છે અને એના ખાસ બોલ ઉપર નૃત્ય યોજાય છે.

૬ મણીપુરી:—

આ નૃત્ય આસામ તરફ મણીપુર રાજ્યમાં છે. આ

નૃત્યો મનોરંજને અને ધાર્મિક ક્રિયાઓમાં યોજાય છે. એમાં ચાર પ્રકાર છે. એક પ્રકાર કુમારો દ્વારા યોજાય છે. અને બાકીના પ્રકારો કુમાર અને કુમારિકાઓથી સંયુક્ત રીતે યોજાય છે. આમાં ખાસ કરી રાધા–કૃષ્ણનાં નૃત્યો જ થાય છે.

# "ગ્રામ્ય–નૃત્યો"

**૧ ગુજરાતઃ—**

ખરી રીતે જોવા જઈએ તો સંસ્કારી નૃત્યો, સૌરાષ્ટ્ર ગુજરાતમાંથી જ પ્રચાર પામ્યાં છે. પરંતુ કમનસિબી છે ગુજરાતની કે જ્યાં એ કલા પોષાઈ, પ્રસરી અને પ્રચાર પામી એનેજ ત્યાંના લોકો ઓળખતા નથી. શ્રી. ધુમકેતુ અને ક. મા. મુન્શી પણ લખે છે કે સોમનાથ પાટણ આ કલાનું મહાન ધામ હતું અને ચૌલાદેવી છેલ્લામાં છેલ્લી નર્તકી મહારાજ ભીમદેવની પટ્ટરાણીના મહાન પદ ઉપર બિરાજી શકી. અને ત્યાં સુધી તો નૃત્ય ફક્ત દેવને રીઝવવા દેવના દરબારમાં જ યોજાતાં અને મહમદ ગીઝનીની સ્વારી પછી જ દેવપટ્ટનના વિનાશ સાથે એનો પણ વિનાશ થયો. અને આજે તો અહિંના લોકો એને ઓળખતા પણ

નથી. ત્યાં અહિંથી એનું નામોનિશાન લુપ્ત થયું. આજે તો ગુજરાતી નૃત્યો ગુજરાતી ગરબા જ ગણાય છે.

પરંતુ ગરબા એ ગુજરાતી નૃત્યો નથી. એ તો એક જુદો પ્રકાર જ છે. ખાસ કરી ગુજરાતી ગ્રામ્યનૃત્યો જાગ, હોળી નૃત્ય, ગૌરી પૂજન, ભવાઈ, રામલીલા વિગેરે છે. એમાંથી કેટલાકમાં આ કલાનાં તત્વો જળવાઈ રહ્યાં છે. અને કેટલાકમાંથી બિલકુલ લુપ્ત થઈ ગયાં છે. તે ઉપરાંત સુરત જીલ્લાના દુબળાઓનાં લગ્ન વખતનાં નૃત્યો તથા સોનગઢ-વ્યારાનાં ભીલ-નૃત્યો પણ આજ પ્રકારનાં ગ્રામ્ય નૃત્યો છે.

૨ દક્ષિણ ભારત:—

કુડાકુટ્ટુ અથવા ઘટ નૃત્ય એ દક્ષિણ ભારતનું ગ્રામ્ય-નૃત્ય છે. બાણાસુરનો વધ કર્યા પછી કૃષ્ણે કરેલું વિજય નૃત્ય કહેવાય છે.

૩ લંકા:—

યાકુન- ને ઉતુમ એ લંકાનું ગ્રામ-નૃત્ય છે. આ નૃત્ય ભૂત-પ્રેતને નસાડવા માટે; માંદગીના પ્રસંગોએ યોજાય છે. આમાં મૃદંગના તાલથી યક્ષને બોલાવવામાં આવે છે. અને નૃત્યથી તેને ખુશ કરી, રોગીના શરીરમાંથી વિદાય લેવા વિનંતી કરવામાં આવે છે.

૪ બંગાળ:—

બંગાળ ગ્રામ્ય નૃત્યો અને ગીતોમાં હિંદના બીજા

બિહાર કરતાં વધારે સમૃદ્ધ છે. આમાં બાઉલ, કીરતન અને ભટિયાળી ગીતો, ફરીદપુર જીલ્લાની બ્રાહ્મણ જાતિઓમાં યોજાતાં નૃત્યો, રાજઘાટના ઉચ્ચ હિન્દુ કુટુમ્બોના ભૂત-નૃત્યો. જેસોર જીલ્લાનાં ઘાટએલાનો અને ઘટ-સ્થાપન મુખ્ય છે. જે શિતળા માતાની માનતાની પૂજામાં યોજાય છે. તથા બ્રતાચારી નૃત્યો જે. મી. જી. એસ. દત્તે ગ્રામ્ય નૃત્યોને વ્યવસ્થિત કરી યોજ્યાં છે તે મુખ્ય છે.

૫ બરમા:-

ન્યુ નૃત્ય એ બ્રહ્મદેશનું ખાસ નૃત્ય છે. એ નૃત્ય પરથી એટલું જણાય છે કે એ લોકો વધારે આનંદ પ્રિય છે. આ નૃત્ય મે અને જુન મહિનામાં પૂર્ણિમાના દિવસે યોજાય છે. કોઈ નદી અગર સરોવરના કિનારે પૂર્ણિમાના દિવસે આસપાસના ગામોની કન્યાઓ હાથમાં પુષ્પો અને રંગબેરંગી પંખાઓ સાથે એકઠી થઈ, ચંદ્ર ઉગ્યા પછી નૃત્ય શરૂ કરે છે. આ નૃત્ય છેક સવાર સુધી ચાલે છે.

આસામ:-

નાન્ગ-ક્રેમ એ આસામનું ધાર્મિક નૃત્ય છે. મંદિરોના આંગણમાં ધર્મગુરૂઓની સમક્ષ આ ભજવાય છે. આ નૃત્યમાં એક ખાસ જાતની મંઝાલાવા વપરાય છે. અને તે આખા પરાપૂર્વથી ચાલી આવેલી નૃત્યની પ્રણાલિકા કરતાં ઘણીજ જુદી છે. આસામનું બીજું એક ફુકરી નૃત્ય છે. તે ઘણું જ જીવ સટોસટનું છે. તેમાં એક દોરીમાં

કેટલીક કુકરીઓ ( ગુરખાઓનું હથિયાર ) બાંધવામાં આવે છે. અને તેને ઘણી ઝડપથી ગોળ ફેરવવામાં આવે છે. નૃત્યકારે કુકરીઓથી બચીને દોરીની સીમામાં રહીને નાચવાનું હોય છે.

૭ મધ્ય પ્રાંતઃ—

યુદ્ધ દેવતાને પ્રસન્ન કરવા માટે યોજાતું મધ્ય પ્રાંતના ભીલોનું નૃત્ય એ ખરેખર જોવા લાયક છે. એમાં કલ્પેલા શત્રુ સાથે સાચે સાચ લડાઈ ચાલતી હોય, એવા ભાવો ઉત્પન્ન કરી એ લોકો જોનારને ખરેખર અજાયબીમાં ગરકાવ કરી દે છે.

૮ બિહાર-ઓરિસ્સાઃ—

કુમાર અને કુમારિકાઓનાં સંવનન નૃત્યો આ પ્રાંતના સાંથાલ લોકો ખાસ યોજે છે. એ ઘણાં રસીક અને સુંદર હોય છે. તે ઉપરાંત, “ ગળીના છોડની કાપણી ” જેવાં પ્રાસંગિક નૃત્યો પણ હોય છે.

૯ સંયુક્ત પ્રાંતઃ—

સંયુક્ત પ્રાંતમાં આહિર, કહાર, ચમાર વિગેરે જાતોમાં નૃત્ય ઘણું પ્રચલિત છે. ચમાર જાતિમાં જે નૃત્ય યોજાય છે. તે સામાન્ય રીતે હાસ્ય ઉત્પન્ન કરે તેવા પોષાકમાં, હાસ્યાસ્પદ ભાવો છોકરાઓ છોકરીઓના વેષમાં ભજવે છે. તે ઉપરાંત હિન્દુ ધર્મના જુદાજુદા તહેવાર પ્રસંગે સ્ત્રીઓ વ્રત-નૃત્યો પણ યોજે છે.

૧૦ મારવાડી નૃત્યો:—

મારવાડમાં યોજાતાં નૃત્યોમાં હોળી નૃત્યો ખાસ આકર્ષક અને બિભત્સ હોય છે. એમાં સ્ત્રી પુરુષો બધાય ભાગ લે છે.

આ બધી રીતે જોતાં એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે. તે એ કે:—હિન્દનાં નૃત્યો અને લોકનૃત્યો મોટે ભાગે રામાયણ, મહાભારત, અને ભાગવતમાંથી જ રચાયલાં હોય છે, એટલે ધાર્મિક જ હોય છે અને એમાં વીર, રૌદ્ર અને શ્રૃંગાર રસ જ મુખ્યત્વે છે.



## ઉત્પત્તિ



હવે નૃત્યની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે જોઈએ. શ્રી. નંદકેશ્વર પોતાના "અભિનય-દર્પણમ્"માં લખે છે કે:-

"બ્રહ્માએ ઋગવેદ, યજુર્વેદ, શામવેદ, અને અથર્વ-વેદમાંથી અનુક્રમે કાવ્ય, અભિનય, સંગીત, અને રસ લઈ આ વિદ્યાનું સર્જન કર્યું. અને ભરત નામના મૂનીને આ વિદ્યા શીખવાડી. ભરતે અપ્સરાઓ અને ગાંધર્વોની મદદથી

ભગવાન શીવ આગળ આ ભજવી બતાવી. તે વખતે ભગવાન શીવને પોતાની વિસ્મરણ થએલી વિદ્યા યાદ આવી, અને ભરતને તે શીખવાડી અને પાર્વતી પાસે લાસ્યનું શિક્ષણ અપાવ્યું. ભરતે તે કળા તંડુ નામના મુનિને શીખવાડી અને તંડુએ ભરતખંડમાં એનો પ્રચાર કર્યો, તેથી એનું તાંડવ એવું નામ પાડયું."

પછી ભરતમૂનિએ લાસ્ય રંભા, મેનકા, ઉર્વશી, વિગેરેને શીખવાડયું. મેનકાએ પોતાની પુત્રી શકુંતલાને આનું જ્ઞાન આપ્યું, અને શકુંતલાએ એને પૃથ્વી ઉપર પ્રસાર્યું.

ત્યાર બાદ પાર્વતીએ ફરીથી બાણની દિકરી ઉષાને તે શીખવાડયું. અને ઉષાએ દ્વારકાની ગોવાલણોને શીખવાડયું. ત્યાંથી તે ભારતભરમાં પરંપરાગત પ્રચાર પામ્યું.

૨. પહેલાં આપણો દેશ બહુ જ સમૃદ્ધ હતો. અને સમૃદ્ધ દેશના સુખી ઘરોનું કામકાજ દસ્યુઓ જ કરતા. એટલે એમને શારિરીક મહેનત ઓછી થતી આથી અંગોને સંપૂર્ણપણે વિકસાવામાં અંતરાય આવતો તથા યુદ્ધ પણ બહુ ખેલાતાં એટલે યુદ્ધથી થાકેલા યોદ્ધાઓમાં નવી સ્ફુર્તિ, ચેતના, અને ઉત્સાહ રેડવા આ કલાની સાધના સર્વ કરતા. કળા તરીકે, કારણ કે તે વખતે એમ મનાતું કે, દેવો અદૃશ્ય રીતે આપણી કલા જોવા આવે છે. અને એથી એમાં તેઓ પ્રાણ રેડતા.

આ કળા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત કરાવે

છે. કિર્તી, આત્મવિશ્વાસ, સૌભાગ્ય અને બુદ્ધિને ખીલવે છે. શાંતિ, ધિરજ, મુક્તિ અને સુખ આપે છે, તથા દુઃખ, શોક, નિર્વેદ અને ખેદનો નાશ કરે છે. બ્રહ્મના ઉપાસકો જેટલો આનંદ મેળવે છે, તેના કરતાં પણ આ કલામાં વધારે આનંદ મળે છે. જો તેમ ના હોત તો મહાપુરુષોનાં ચિત્ત આ કલામાં કેવી રીતે લુબ્ધ બને?

કોઈ પણ માંગલિક પ્રસંગે ખાસ કરીને નૃત્યના પ્રયોગો યોજાય છે. અને તે માંગલિક પ્રસંગને વધુ માંગલિક અને રસપ્રદ બનાવે છે.

નૃત્યના ત્રણ અંગ છેઃ—

૧. નાટ્ય—અથવા નાટક

૨. નૃત્ત—જેમાં અભિનયથી ભાવ દર્શાવવામાં આવતા નથી. અને કેવળ તાલ અને લયજ પ્રધાનપદે હોય છે. આ વિભાગ ઘણું કરીને કથક નામે ઓળખાય છે. અને તે ઉત્તર હિંદમાં પ્રચલિત છે.

૩. નૃત્ય—જે રસ, ભાવ, મુદ્રાઓ અને અંગ ભંગ સહિત સ-સંગીત કોઈ એક વાર્તા યોજાય છે, તેને નૃત્ય કહે છે.

નૃત્યના બે પ્રકાર છે. તાંડવ અને લાસ્ય. પુરુષો માટે જે નૃત્ય છે તે તાંડવ. અને સ્ત્રીઓના નૃત્યને લાસ્ય કહેવાય છે.

તાંડવ અને લાસ્યના પણ ઘણા પ્રકારો છે, પરંતુ આપણે તે ફરીથી કોઈ વખત જોઈશું.

## પાત્ર—વરણી

નૃત્યમાં સ્ત્રી અથવા પુરુષમાં નીચેના ગુણો આવશ્યક છે.

સ્ત્રી નૃત્યકાર પાતળા વદનવાળી, સુંદર, યુવાન, વિશાળ અને ભરાવદાર વક્ષઃસ્થળવાળી, આત્મ વિશ્વાસુ, ચતુર, મનોહર, વિશાળ નેત્રવાળી, તાલ લયની જાણકાર, સમયોચિત પોષાક અને પ્રસન્ન દેખાવવાળી હોવી જોઈએ.

પુરુષ સુંદર, યુવાન, વિશાળ છાતી, બહુ ઉંચો-નીચો નહિં પરંતુ સપ્રમાણ અંગવાળો આત્મવિશ્વાસવાળો અને તાલ લયનો જાણકાર હોવો જોઈએ.

તે ઉપરાંત ચપળતા, દઢતા, સુરેખતા, દૃષ્ટિમાં વેધકતા, સહનશીલતા, યાદ દાસ્તી, કલાપ્રેમ, અને સ્પષ્ટ વકતા આ તેમના વિશેષ ગુણો છે.

# રસ અને ભાવ

નૃત્યકારે પહેલાં ભાવ અને રસનો અભ્યાસ કરવો જોઇએ. અને એમાં નૈપૂણ્ય મેળવવું જોઇએ. કારણ કે ભાવ વગરનાં નૃત્ય, અભિનય કે ચિત્ર, પ્રાણ વિનાના ખોળીઆ જેવાં છે. શરીર ખરું પણ પ્રાણ નહિ, પછી પ્રાણ વિનાના ખોળીઆની કિમ્મત શું?

એટલે ભાવ ઉપરજ મુખ્યત્વે આ કળાનો આધાર રહેલો છે. અભિનય અને ગીત તાલમાત્રા સાથે મેળમાં રહેવાં જોઇએ. અભિનય દ્વારા તેણે ગીતનો ભાવ વ્યક્ત કરવો જોઇએ. હાથ જેમ જેમ ફરે તેમ નેત્રો પણ ફરવાં જોઇએ. નેત્ર જ્યાં પહોંચે ત્યાં મન પહોંચવું જોઇએ, અને મન પહોંચે ત્યાં ભાવ પહોંચવો જોઇએ. અને જ્યાં જ્યાં ભાવ પહોંચે છે, ત્યાં ત્યાં રસ ઉત્પન્ન થાય છે. જે જે ભાવ આપણે બતાવીએ તે તે ભાવનો તે રસ ઉત્પન્ન થવો જોઇએ.

કોઈ પણ કાર્યની મન ઉપર અસર થાય, અને તેથી મ્હોં ઉપર જે જુદા જુદા ફેરફાર થાય તેને ભાવ કહે છે.

એકલા રસ અને ભાવ ઉપરજ પુસ્તક ભરાય. પરંતુ આપણે એમાં જે મુખ્ય છે તે જોઇશું.

મુખ્ય ભાવો પાંચ પ્રકારના છે. ૧. સ્થાયી ભાવ.

૨. સંચારી ભાવ. ૩. વિભાવ. ૪. અનુભાવ. ૫. સાત્વિક ભાવ.

૧. સ્થાયી ભાવઃ—

જ્યારે કોઇપણ ભાવ મનુષ્યના મનમાં આગળ પડતો ભાગ ભજવે છે. અને એના આખાય મનમાં એકજ ભાવ રમી રહે છે. તેને સ્થાયી ભાવ કહે છે. એને કોઈ બીજો ભાવ અસર કરતો નથી, અગર બદલી શકતો નથી; પરંતુ બીજા ભાવો સ્થાયી ભાવમાં જ સમાઈ જાય છે.

સ્થાયી ભાવ નવ પ્રકારના છે. અને તેના નવ રસ ઉત્પન્ન થાય છે. ૧. શ્રૃંગાર. ૨. વિર. ૩. કરુણ. ૪. હાસ્ય. ૫. અદ્દભૂત. ૬. ભયાનક. ૭. બિભત્સ. ૮. રૌદ્ર. ૯. શાન્ત.

૨. સંચારી ભાવઃ—

સ્થાયી ભાવની અંદર ઉઠતા ભાવો, કે જે સ્થાયી ભાવને મદદ કરે છે, તે સંચારી ભાવ કહેવાય છે. જેમકે કોઇના કાર્યથી આપણને ગુસ્સો ચડયો હોય તો તે સ્થાયી ભાવ કહેવાય. અને એની અંદર કટાક્ષ, હાસ્ય, કરુણ વિગેરે ભાવો આવે તે સંચારી ભાવ કહેવાય. જો સ્થાયી ભાવ સમુદ્ર છે. તો સંચારી ભાવ એમાં ઉઠતાં મોજાં છે.

૩. વિભાવઃ—

જે પ્રસંગથી સ્થાયી ભાવ ઉત્પન્ન થાય છે, તેને વિભાવ કહે છે.

૪. અનુભાવઃ—

જાણીબુઝીને કરેલા કાર્યનું પરિણામ તે અનુભાવ કહેવાય છે. તે આ ભાવોની વાણી ત્તરીકે છે. કારણ કે એથી સ્થાયી ભાવના વિચારને સમજી શકાય છે

૫. સાત્ત્વિક ભાવઃ—

સત્વ ગુણોનો ચમત્કાર આ ભાવો બતાવી શકે છે. આની આઠ સ્થિતિઓ છે. ૧. સમાધિ. ૨ પ્રસ્વેદન. ૩. રોમાંચ. ૪. સ્વરભંગ. ૫. ધ્રુજારી. ૬. વર્ણભંગ. ૭. અશ્રુ. ૮. અશુદ્ધિ. આ ભાવ સાત્વિક અભિનય માટે જ વપરાય છે.

---

## અંગભંગ

---

નૃત્યમાં અંગભંગ જરૂરી છે. અંગની માધુર્યતા વધારવા અંગના જુદા જુદા વળાંક વડે જે આકૃતિઓ રચાય છે, તેને અંગભંગ કહે છે. આના ચાર પ્રકાર છે. ૧. અભંગ. ૨. સમભંગ. ૩. અતિભંગ. ૪. ત્રિભંગ.

૧. અભંગઃ—એક પગ ઉંચો લઈ, એક પગ ઉપર

શરીરનું સમતોલ પણું જાળવી સુંદર રીતે ઉભા રહેવું તેને અભંગ કહે છે.

૨. સમભંગઃ—સુંદર રીતે બેસવું અથવા ઉભા રહેવું તેને સમભંગ કહે છે. આને કોઈ ધ્યાનસ્થ સ્થિતિની સાથે સરખાવી શકાય.

૩. અતિભંગ—જેમાં અંગ વિવિધ જગાએથી વાળવું પડે છે. શિવનું તાંડવ કે જેમાં આ અતિભંગ છે અને જેમાં સ્ફૂર્તિથી એક એક અંગની જુદીજુદી આકૃતિઓ રચાય છે.

૪ ત્રિભંગઃ—આમાં શરીરને ત્રણ ટુકડે વાળવું પડે છે. એક તરફ માથું, બીજી તરફ ગરદનથી કમર સુધીનો ભાગ, અને કમરથી નીચેનો ભાગ ત્રીજી તરફ, ત્રિભંગના વળાંક બહુ જ સહજ રીતે આવે છે. અને તે સૌંદર્યમાં વધારો કરે છે.

## "અભિનયના પ્રકારો"

નૃત્ય માટે અભિનય જરૂરી છે. એટલે આપણે એ મુખ્ય કેટલા પ્રકારના છે તે જોઈએ. અભિનયના ચાર પ્રકાર છે.?

૧. આંગિક:—આ અભિનય અંગ પ્રત્યાંગ અને ઉપાં-ગથી દર્શાવાય છે.

૨. વાચિક:—કે, જે કાવ્ય, નાટક વિગેરે એટલે કે વાણીથી દર્શાવાય છે.

૩. આહાર્ય:—વેશભૂષા અને આભુષણોથી બતાવાતો.

૪. સાત્વિક:—જેમાં સાત્વિક ભાવો બતાવાતા હોય તે.

નૃત્યમાં ઉપરના ચારે પ્રકારના અભિનય જરૂરી છે હવે આપણે આંગિક અભિનય જેનાથી દર્શાવાય છે, તે અંગ, ઉપાંગ અને પ્રત્યાંગ વિષે જોઈએ.

જો કે જૂના શાસ્ત્રકારોના મત પ્રમાણે શરીરના મુખ્ય ૭ અંગો છે. પરંતુ આપણે તેને ત્રણ વિભાગમાં વહેંચીશું. કારણ કે સ્વાભાવિક રીતે જ શરીરના ત્રણ ભાગ પડી શકે છે.

૧. ગરદનથી ઉપરનો ભાગ.

૨. ખભાથી કમર સુધીનો ભાગ.

૩. કમરથી નીચેનો ભાગ.

આ ત્રણ અંગ કહેવાય. હવે અંગમાં જે મુખ્ય અંગો છે તેને પ્રત્યાંગ કહે છે. ત્રણે અંગના પ્રત્યાંગ નીચે મુજબ છે.

૧. ગરદનથી ઉપરના ભાગમાં:—ગરદન, માથું મ્હોં, કાન અને આંખ એ પ્રત્યાંગ છે.

૨. ખભાથી કમર સુધીના ભાગમાં:—હાથ, છાતી અને કમર.

૩. કમરથી નીચેના ભાગમાં:—થાપા અને પગ.

પ્રત્યાંગમાં જે ભાગો છે તેને ઉપાંગ કહે છે.

પહેલા અંગમાં:—ભ્રમર, પાંપણો, ડોળા, નાક, ગાલ, હોઠ, દાંત, જીભ, જડબું, દાઢી અને કપાળ એ ઉપાંગો છે.

બીજા અંગમાં:—ખભા, બાહુ, કોણી, કાંડું, આંગળાં, પાસાં, પીઠ અને પેટ આ ઉપાંગો છે.

ત્રીજા અંગમાં:—જાંગ, ઢીંચણ, પીંડી, ઘુંટણ, એડી, પંજા અને આંગળાં આ ઉપાંગો છે.

જ્યારે અંગ હાલે છે ત્યારે પ્રત્યાંગ અને ઉપાંગ પણ હાલે જ છે. પરંતુ પ્રત્યાંગ અને ઉપાંગ સ્વતંત્ર રીતે એકલાં હાલી શકે છે. આ અંગ, પ્રત્યાંગ અને ઉપાંગની જુદીજુદી ક્રિયાઓથી, જે ભાવો અને સંજ્ઞાઓ થાય છે, તેને શાસ્ત્રકારોએ આ પ્રમાણે વર્ણવ્યાં છે.

૧. શીરભેદ:—માથાના જુદાજુદા હલનચલન અને ક્રિયાઓથી જે જુદીજુદી સંજ્ઞાઓ અથવા ભાવ ઉઠે છે તેને શીરભેદ કહે છે. આ શાસ્ત્રના જાણકારો આના નવ પ્રકારો ગણે છે. ૧. સમ. ૨. ઉદ્વહિત. ૩. અધોમુખ. ૪. આલોલિત. ૫. ધૂત. ૬. કંપિત. ૭. પરાવૃત. ૮. ઉત્ક્ષિપ્ત. ૯. પરિવાહિત.

૧. સમ:—જ્યારે માથું સ્થિર હોય ત્યારે તે સમશિર્ષ કહેવાય.

## ઉ પ યો ગ

નૃત્યની શરૂઆતમાં પ્રાર્થના માટે, કૃત્રિમ પ્રેમાવેશ, ગર્વ, સ્તંભન અને નિષ્ક્રિયતા દર્શાવવા આ વપરાય છે.

૨. ઉદ્વાહિત:—ચહેરો ઉંચો કરવાથી ઉદ્વાહિત શીર્ષ થાય છે.

## ઉ પ યો ગ

ધ્વજ, ચંદ્ર, આકાશ, પર્વત, આકાશ તરફ ઉડતા જીવ અને ઉંચા પદાર્થો દર્શાવવા.

૩. અધોમુખ:—માથું નીચું ઢાળી દેવાથી તે અધોમુખ કહેવાય છે.

## ઉ પ યો ગ

શરમ, દુઃખ નમસ્કાર, ચિન્તા, મુર્છા, નીચે રાખેલી વસ્તુઓ બતાવવા અને પાણીમાં ઝંપલાવવા આ વપરાય છે.

૪. અલોલિત:—માથાને ગોળ ફેરવવાથી અલોલિત શીર કહેવાય.

## ઉ પ યો ગ

ઘેન, નિંદ્રા, અનિષ્ટ તત્વો, ભૂતપ્રેતાદિને સપડાવવા, નશો, મુર્છા, મુસાફરી, ઉદ્વેગ, અને વિકટ હાસ્ય બતાવવા આ અલોલિત શિરનો ઉપયોગ થાય છે.

૫. ધૂતઃ—જ્યારે માથું બન્ને બાજુ હલાવવામાં આવે છે, ત્યારે તે ધૂત શીર કહેવાય છે.

### ઉ પ યો ગ

ના કહેવા, બીજાને નિરાશ કરવા, આશ્ચર્ય, નિરાશા, અનિચ્છા, તાવ અને ઠંડીની અસર બતાવવા, ભય, મદિરાપાનની પ્રથમાવસ્થા, યુદ્ધ, પ્રયત્ન, મના કરવા, વેર, પોતાના અંગો જોવા અને બાજુએથી બીજાને બોલાવવા.

૬. કંપિતઃ—માથાને નીચે હલાવવાથી તે કંપિત શીર કહેવાય છે.

### ઉ પ યો ગ

રોષ, અટકી જાવ કહેવા, પ્રશ્ન, સુચના, કોઈને નજીકથી બોલાવવા, દેવનું આહ્વાન કરવા અને ધમકી આપવા આનો ઉપયોગ થાય છે.

૭. પરાવૃતઃ—આખો ચહેરો ગોળ ફેરવવાથી પરાવૃત શીર થાય.

### ઉ પ યો ગ

આજ્ઞા કરવા, ક્રોધ દર્શાવવા, લજ્જા દર્શાવવા આડું જોવા, તિરસ્કાર કરવા, માથાના વાળ અને ઝુલ્ફો દર્શાવવા પરાવૃત શિર વપરાય છે.

૮. ઉત્ક્ષિપ્તઃ—જ્યારે માથું બાજુ પર ફેરવી ઉંચું લેવામાં આવે છે, ત્યારે તે ઉત્ક્ષિપ્ત શીર કહેવાય છે.

### ઉ પ યો ગ

હુકમ, વિનંતિ, કોઈ વાતને ટેકો આપવા અને સ્વીકારવા આ વપરાય છે.

૯. પરિવાહિત:—માથાને ખભાથી બન્ને બાજુ વારંવાર ઢાળવાથી પરિવાહિત શીર કહેવાય છે.

### ઉ પ યો ગ

મોહ, વિરહ, મંત્ર ભણવા, સંતોષ, અનુમોદન અને વિચાર કરવા.



## દ્રષ્ટિ ભેદ



આંખના હલન ચલનને દ્રષ્ટિભેદ કહે છે. આના આઠ પ્રકાર છે. ૧. સમ. ૨. આલોકિત. ૩. સાચી. ૪. પ્રલોકિતા. ૫. નિમિલીતા. ૬. ઉલ્લોલિતા. ૭. અનુવૃત અને ૮. અવલોકિત.

૧. સમદ્રષ્ટિ:—સંસ્કારી સ્ત્રીની જેમ સીધી નજર રાખવાને સમદ્રષ્ટિ કહે છે.

ઉપયોગ:—નૃત્યનો આરંભ કરવા, તુલા બતાવવા, બીજી વ્યક્તિ શું વિચારે છે તે જાણવાની ઉત્કંઠા બતાવવા તથા અચંબો અને દેવની મૂર્તિ બતાવવાં.

૨. અલોકિત:—ફાટી આંખે તાકી રહેવું તેને અલોકિત દ્રષ્ટિ કહે છે.

ઉપયોગ:—આશ્ચર્ય, ભય અને કુશંકા દર્શાવવા.

૩. સાચી દ્રષ્ટિ:—તિરછી નજરે જોવાને સાચી દ્રષ્ટિ કહે છે.

ઉપયોગ:—તિરછી નિશાની કરવા, પોપટ બતાવવા, કોઈના તરફ પ્રેમ બતાવવા. કાર્યની શરુઆત કરવા અને કટાક્ષ કરવા આ વપરાય છે.

૪. પ્રલોકિતા:—એક બાજુથી બીજી બાજુ જોવું તેને પ્રલોકિતદ્રષ્ટિ કહેવાય છે.

ઉપયોગ:—બે બાજુ પડેલી ચીજો બતાવવા, વધારે પડતો પ્રેમ બતાવવા અને કોઈને બનાવવા.

૫. નિમીલિતા:—નેત્ર અર્ધબિડેલાં રાખો તો આ દ્રષ્ટિ થશે.

ઉપયોગ:—સર્પ બતાવવા, કોઈને વશ થવાનો ભાવ બતાવવા, પ્રાર્થના ઉચ્ચારવા, ધ્યાન ધરવા, નમસ્કાર કરવા, આંડપણુ અને સૂક્ષ્મદ્રષ્ટિ બતાવવા આ નિમીલિતા દ્રષ્ટિનો ઉપયોગ થાય છે.

૬. ઉલ્લોકિતા:—દ્રષ્ટિ ઉંચે રાખી જોવું તેને ઉલ્લોકિતા કહે છે.

ઉપયોગ:—ધજાનો અગ્રભાગ, મિનારો, દેવમંડલ, પૂર્વજન્મ, ઉંચા પદાર્થો અને ચંદ્રનો પ્રકાશ બતાવવા.

૭. અનુવૃત્ત:—જલ્દીથી ઉપર નીચે જોવું તેને અનુવૃત્ત દ્રષ્ટિ કહેવાય છે.

ઉપયોગ:—ક્રોધ કરવા અને અભિનંદન આપવા.

૮. અવલોકિતા:—નીચી દ્રષ્ટિને અવલોકિતા કહે છે.

ઉપયોગ:—પડછાયો જોવા, વિચાર તથા ચર્ચા કરવા, થાક બતાવવા, અભ્યાસ કરવા, અને પોતાના અવયવો જોવા આ વપરાય છે.

## ગરદન—ભેદ

ગરદનના જુદાજુદા હલનચલનને ગ્રીવા ભેદ કહે છે. આવા ચાર ભેદ છે. ૧. સુંદરી. ૨. તિરશ્ચીતા. ૩ પરિવર્તિત. ૪. પ્રકમ્પિત.

૧. સુંદરી:—ગરદનને ક્ષિતીજને સમાંતરે આમ તેમ ફેરવવામાં આવે ત્યારે તે સુંદરી કહેવાય છે. આ ભેદ પ્રેમનો

આરંભ, પ્રયત્ન, પૂર્ણતા, વિસ્તાર અને અનુમોદન દર્શાવવા વપરાય છે.

૨. તિરશ્ચીતા:—સર્પના સરકવાની માફક ગરદનને જ્યારે બન્ને બાજુ હલાવવામાં આવે છે ત્યારે તેને તિરશ્ચીતા કહેવામાં આવે છે. આ ગ્રીવા સર્પની જાતનાં પ્રાણીઓની ચાલ અને ખડ્ગની રમતો દર્શાવવા માટે વપરાય છે.

૩. પરિવર્તિત:—અર્ધ ચન્દ્રાકારે ગરદનને જ્યારે જમણી તથા ડાબી બાજુ હલાવવામાં આવે છે ત્યારે તે પરિવર્તિત કહેવાય છે. નાટ્યશાસ્ત્રના જાણકારો આનો શ્રૃંગાર રસમાં ઉપયોગ કરે છે. અને તે પ્રિયતમાના ગાલોને ચુંબન કરવા વપરાય છે.

૪. પ્રકમ્પિત:—જ્યારે કબુતરની માફક ડોક આગળ અને પાછળ કરવામાં આવે ત્યારે તે પ્રકમ્પિત ગ્રીવા કહેવાય છે. આનો ઉપયોગ, હું અને તમે એમ કહેવા, દેશી નાટ્યમાં ડોલન દર્શાવવા અને ભેદી ગણગણાટ કરવા વપરાય છે.



# હસ્ત–ભેદ



હાથના પંજા અને આંગળીઓ વડે જુદાજુદા શબ્દોની સંજ્ઞાઓ થાય છે. આને મુદ્રાઓ કહે છે. આ મુદ્રાઓ એ સાંકેતિક શબ્દો છે. અને જેમ જુદાજુદા શબ્દોથી એક વાક્ય બને છે, અને ત્યારે જ તેનો અર્થ સ્પષ્ટ સમજાય છે. તેમ નૃત્યમાં પણ જુદીજુદી મુદ્રાઓ યોજી, વાક્યો રચી, એક વાર્તા બોલાય છે.

આ હસ્ત ભેદના બે પ્રકાર છે. ૧. સંયુક્ત અને ૨. અસંયુક્ત.

બે હસ્તથી યોજાતી મુદ્રાઓને સંયુક્ત કહેવામાં આવે છે, જ્યારે એક હાથથી યોજાતી મુદ્રાઓને અસંયુક્ત કહેવામાં આવે છે. સંયુક્ત હસ્તની મુદ્રાઓ ત્રેવીશ (૨૩) છે. જ્યારે અસંયુક્ત હસ્તની મુદ્રાઓ બત્રીશ છે. આપણે પહેલાં અસંયુક્ત હસ્તની મુદ્રાઓ જોઈશું તે નીચે મુજબ છે.

૧. પતાકા. ૨. ત્રિપતાકા. ૩. અર્ધપતાકા. ૪. કર્તરીમુખ ૫. મયુર. ૬. અર્ધચન્દ્ર. ૭. અરાલ. ૮. શુકતુન્ડ ૯. મુષ્ટિ. ૧૦. શિખર. ૧૧. કપિત્થ. ૧૨. કટકામુખ. ૧૩. શુચિ. ૧૪. ચંદ્રકલા. ૧૫. પદ્મકોશ. ૧૬. સર્પશિર્ષ. ૧૭. મૃગશિર્ષ. ૧૮. સિંહમુખ. ૧૯. કાંગુલ. ૨૦. અલપદ્મ. ૨૧. ચતુર. ૨૨. ભ્રમર. ૨૩. હંસાસ્ય. ૨૪. હંસપક્ષ. ૨૫. સદંશ. ૨૬.

મુકુલ. ૨૭. તામ્રચુડ. ૨૯. વ્યાઘ્રહસ્ત. ૩૦. અર્ધશુચિ. ૩૧. કટક. ૩૨. પક્ષી.

## ૧. પતાકા હસ્ત—ઉપયોગ



નૃત્યની શરૂઆતમાં, વાદળાં, જંગલ બતાવવા, નિષેધ કરવા, હૃદય, શક્તિ, નદી, ઈશ્વરની સૃષ્ટિ, અશ્વ, કાપણી, પવન, અને સુવાનું બતાવવા, જવાનો પ્રયત્ન કરવા, પ્રતાપ, પ્રાસાદ, ચંદ્રિકા, તથા પ્રચંડ તડકો બતાવવા, દ્વાર ખોલવા, મોજાં બતાવવા, પોળમાં દાખલ થવા, સમભાવ બતાવવા, પોતાનો નિર્દેશ કરવા, પ્રતિજ્ઞા લેવા, શાંતિ, તાલપત્ર, ઢાલ બતાવવા, દવ્યનો સ્પર્શ કરવા, આદર્શ રાજા અને જુદાંજુદાં સ્થળો બતાવવા, આશિર્વાદ આપવા, તલવાર પકડવા, સાગર, સુકૃત્યોની પરંપરા, પુર—ગમન, માસ, વર્ષ, વર્ષાઋતુના સમય, અને સાફ કરવાનું દર્શાવવા, તથા સંબોધન કરવા વપરાય છે.

## ૨. ત્રિપતાકા હસ્ત—ઉપયોગ



મુગટ, ઝાડ, વજ્ર, ઈન્દ્ર, કેતકીનું ફુલ, ત્રિપદ, વધનીજ્વાળા, કબુતર, મુખ અથવા છાતી ઉપર દોરાએલાં ચિત્ર, અને બાણુ બતાવવા તથા લેખન કરવા માટે આ હસ્ત વપરાય છે.

### ૩. અર્ધપતાકા–ઉપયોગ



પાન, લખવા અથવા ચિતરવાનું સાધન, નદીતટ, કરવત, ચપ્પુ, ધ્વજ, ટાવર, અને શિંગડું બતાવવા તથા બે આંક કહેવા આ વપરાય છે.

### ૪. કર્તરીમુખ–ઉપયોગ



વિરહાવસ્થા બતાવવા અને કેડથી છૂટા પડવા. લૂંટ, નેત્રનો છેડો, મરણ, ભેદભાવ, વિદ્યુત બતાવવા તથા વિરહમાં એકલા પડવા, સુવા અને રડવામાં આનો ઉપયોગ થાય છે.

### ૫. મયુર હસ્ત–ઉપયોગ



મયુરની ડોક, પેટે ચાલતાં પ્રાણી, પક્ષી, ઉલટી, વાળ કાઢવા, તિલક, નદીનું પાણી ખાળ બળાવવા, શાસ્ત્રાર્થ કરવા અને પ્રસિદ્ધ વસ્તુઓ બતાવવા આ મયુર હસ્તનો ઉપયોગ થાય છે.

### ૬. અર્ધચન્દ્ર–ઉપયોગ



કૃષ્ણપક્ષની અષ્ટમીનો ચંદ્ર, ગળું પકડવા, ભાલો બતાવવા, દેવતાનો અભિષેક કરવા, ખોરાકની થાળી, મુળસ્થાન, કેડ, ચિન્તા, પોતાની જ જાત, ધ્યાન, પ્રાર્થના, અંગસ્પર્શ, અને સાધારણ માણસ સાથે નમસ્કારમાં આ વપરાય છે.

## ૭. અરાલ હસ્ત–ઉપયોગ



કંઇ પણ વસ્તુ પીવા અને વાવાઝોડું બતાવવા આનો ઉપયોગ આ કળાના જાણકારો કરે છે.

## ૮. શુકતુન્ડ–ઉપયોગ



બાણ મારવા, ભાલો ફેંકવા. પોતાના ઘરની સ્મૃતિ માટે, વિચીત્ર વાતો અને ઉગ્રભાવ દર્શાવવા આનો ઉપયોગ થાય છે.

## ૯. મુષ્ઠિ હસ્ત–ઉપયોગ



સખ્તાઈ, કંઈ પકડવા અને લડવાનો વિચાર દર્શાવવા આનો ઉપયોગ થાય છે.

## ૧૦. શિખર હસ્ત ઉપયોગ



કામદેવ, ચાંપ પકડવા. થાંભલો, નિશ્ચય, પિતૃકર્મ, ઉપરનો હોઠ, કંઈક છે તેમ બતાવવા, તથા દાંત, પ્રશ્ન, લિંગ બતાવવા, અને ના કહેવા, યાદ કરવા, કંઈ પણ બેઅવા અને અને ઘંટ વગાડવા.

## ૧૧. કપિત્થ હસ્ત–ઉપયોગ



લક્ષ્મી તથા સરસ્વતી બનાવવા નૃત્યનો તાર પકડવા, ગાય દોહવા, અંજન કરવા, ફુલ પકડવા અંચલ પકડવા, કપડાં એકઠાં કરવા, અને ધૂપ દિપના અર્ચન વખતે આ હસ્ત ખાસ કરી વપરાય છે.

## ૧૨. કટકામુખ હસ્ત–ઉપયોગ



ફુલ ચુંટવા, માળા પકડવા, બાણનો મધ્ય-ભાગ ખેંચવા, પાન આપવા, કસ્તુરી ચંદન વિગેરેનો લેપ કરવા, અત્તર લગાડવા, બોલવા અને જોવા માટે આ હસ્ત વપરાય છે.

## ૧૩ શુચી હસ્ત–ઉપયોગ



એક આંકડો બતાવવા, પરબ્રહ્મ, ૧૦૦, સૂર્ય, પૃથ્વી, શહેર અને આમ–તેમ બતાવવા તથા હલકી ધમકી, દંડો, શરીર, આશ્ચર્ય, વેણી, છત્રી બતાવવા, સમર્થન કરવા, ઢોલ વગાડવા તથા વાળ, કુંભારનો ચાક, વિવેચન અને દિવસના અંત માટે.

## ૧૪. ચન્દ્રકલા–હસ્ત ઉપયોગ



ચંદ્ર, મુખ, અંગુઠા અને તર્જની આંગળીનો અગ્રભાગ તથા તે આકારની વસ્તુઓ, શીવનો મુગટ, ગંગા નદી તથા લંગડાને બતાવવા.

## ૧૫. પદ્મકોષ હસ્ત–ઉપયોગ



ફળો, સ્તન, દડો, રાંધવાનો ચરો, ખાવાનું, ફુલનું કોષ, કેરી, પુષ્પવર્ષા, ફુલની કળીઓ, નવાં ફુલ, ઘંટ, કીડીનું દર, કમળ અને ઈંડુ બતાવવા, તથા ગોળ ફરવા માટે આનો ઉપયોગ થાય છે.

## ૧૬. સર્પશિર્ષ હસ્ત–ઉપયોગ



સર્પ, સુખડનો લેપ, મંદ્ર સપ્તક બતાવવા, છાંટવા, સેવા કરવા, દેવ અને રુષિને પાણી આપવા, હાથીના માથાની હીલચાલ અને મલ્લના હાથ બતાવવા આ વપરાય છે.

## ૧૭. મૃગશિર્ષ હસ્ત–ઉપયોગ



સ્ત્રી, ગાલ, પેડું, હદ, બીક, ઝઘડો, પહેરવેશ બતાવવા, કપાળમાં ત્રીપુંડ કરવા, મૃગનું માથું, વિષ્ણુ, પગની માલીશ, પોતાનું બધું પાછું મળતું બતાવવા, કામ મંદિર, છત્રધારણ કરવા, ચાલવા અને પ્રિયતમાને બોલાવવા મૃગશિર્ષ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૧૮. સિંહમુખ હસ્ત–ઉપયોગ



હોમ, સસલું, હાથી, હાલતું કુશ ઘાસ, કમળનો હાર, સિંહનું મુખ, તૈયાર થતી દવા, અને સંશોધન બતાવવા આ હસ્ત વપરાય છે.

## ૧૯. કાંગુલ હસ્ત–ઉપયોગ



લકુચ ફળ, પહેરેલા ઘુઘરા, ઘંટ, ચકોર સોપારીનું ઝાડ, યુવાન છોકરી, છાતી, શ્વેત કમળ, ચાતક, અને ચેટે ચાલતું નાલીકર બતાવવા.

## ૨૦. અલપદ્મ હસ્ત–ઉપયોગ

કપિત્થ ફળ, પુરું ખીલેલું કમળ બતાવવા, ગોળ ફરવા, છાતી, વિરહ, આયનો, પૂર્ણિમા, સૌંદર્ય, વાળની ગાંઠ, ચન્દ્ર, ટાવર, ગામ, ઉંચાઈ, ગુસ્સો, તળાવ, ગાડું, ચક્રવાક, કલકલાટ, અને વખાણ માટે આ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૨૧. ચતુર હસ્ત–ઉપયોગ

કસ્તુરી, થોડું, સોનું, તાંબુ, લોઢું, ભીનું, દુઃખ, રસાસ્વાદ, આંખ, વર્ણભેદ, પ્રમાણ, મીઠાશ, મન્દગમન, ટુકડા કરવા, મુખ, તેલ, અને ઘી બતાવવા.

## ૨૨. ભ્રમર હસ્ત ઉપયોગ

ભ્રમર, મધમાખી, પોપટ, પાંખ, સારસ, કોયલ, અને તેવીજ જાતનાં બીજાં પક્ષી બતાવવાં.

## ૨૩. હંસસ્ય હસ્ત ઉપયોગ

મંગલ પ્રસંગ, સુત્ર બંધન, ઉપદેશ, રોમાંચ, મોતી, દિપકની દિવેટ વધારવા, કસોટીનો પત્થર, જસમીન, ચિત્રકળા, ચિતરતા બતાવવા, દંશ તથા બંધ બાંધવા માટે હંસસ્ય હસ્ત વપરાય છે.

## ૨૪. હંસપક્ષમ્ હસ્ત ઉપયોગ



૬ નંબર, પુલની રચના, નખની નિશાની અને ઢાંકણુ બતાવવા આ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૨૫. સદંશ હસ્ત-ઉપયોગ



પેટ, બલિદાન, જન્મ, કીડી, મોટો ભય, અર્ચન, અને પાંચની સંખ્યા બતાવવા.

## ૨૬. મુકુલ હસ્ત-ઉપયોગ



કુમુદ, ભોજન, પાંચબાણુ સાથે કામદેવ, રાજચિન્હ ધારણુ કરવા, નાભી અને કદલી પુષ્પ માટે.

## ૨૭. તામ્રચુડ હસ્ત-ઉપયોગ



કુકડો, બરૂ, કાગડો, ઊંટ, વાછડું અને કલમ બતાવવા આ હસ્ત વપરાય છે.

## ૨૮. ત્રિશુળ હસ્ત-ઉપયોગ



બિલ્લીપત્ર, ત્રિશુળ અને ત્રણની સંખ્યા માટે.

## ૨૯. વ્યાઘ્ર હસ્ત-ઉપયોગ



વાઘ, દેડકો અને વાંદરો બતાવવા આ વપરાય છે

## ૩૦ અર્ધશુચિ હસ્ત-ઉપયોગ



અંકુર, પક્ષીનું બચ્ચું, અને મોટા કીડા બતાવવા.

## ૩૧. કટક હસ્ત-ઉપયોગ



બોલવા અને ચાલવા માટે આ વપરાય છે.

## ૩૨. પલ્લી હસ્ત–ઉપયોગ



ગામડું અને ઝુંપડી બતાવવા આનો ઉપયોગ થાય છે.

---

# "સંયુક્ત હસ્ત"

---

હવે આપણે સંયુક્ત:—એટલે બે હાથે થતી મુદ્રાઓ જોઈશું. નૃત્યના જાણુકારોના કહેવા મુજબ આના ત્રેવીશ પ્રકાર છે. અથવા સંયુક્ત હસ્તની ત્રેવીશ મુદ્રાઓ છે.

૧. અંજલી. ૨. કપોત. ૩. કર્કટ. ૪. ડોલા. ૫. પુષ્પપુટ. ૬. ઉત્સંગ. ૭. શિવલીંગ. ૮. કટકાવર્ધન. ૯. કર્તરી સ્વસ્તિક. ૧૦. સ્વસ્તિક. ૧૧. શકટ. ૧૨. શંખ. ૧૩. ચક્ર. ૧૪. સંપૂટ. ૧૫. પાશ. ૧૬. કીલક. ૧૭. મત્સ્ય. ૧૮. કૂર્મ. ૧૯. વરાહ. ૨૦. ગરુડ. ૨૧. નાગ-બન્ધક. ૨૨. ખટ્વા. ૨૩. ભેરુંડ.

## ૧. અંજલી હસ્ત–ઉપયોગ



દેવતા, ગુરુ અને બ્રાહ્મણને નમસ્કાર કરવા માટે તેને માથા ઉપર લઈ જઈ પછી મુખ આગળ લઈ પછી છાતી આગળ રાખવો.

## ૨. કપોત હસ્ત–ઉપયોગ



કાંઈપણ વસ્તુ લેવા, ગુરૂ અથવા મોટા આગળ કૈં વિનયથી કહેવા, નમસ્કાર કરવા અને કબુલાત કરવા આ હસ્ત વપરાય છે.

## ૩. કર્કટ હસ્ત–ઉપયોગ



સમુહના આગમન માટે, પેટ બતાવવા, શંખ ફુંકવા, તથા કોઈપણ વસ્તુને ખેંચવા માટે આ કર્કટ હસ્તનો ઉપયોગ થાય છે:

## ૪. સ્વસ્તિક હસ્ત–ઉપયોગ



મગર, ભીરુતા, ભય, નિરાશા, અને બખાણુ કરવા આનો ઉપયોગ થાય છે.

## ૫. ડોલા હસ્ત–ઉપયોગ



નૃત્યની શરૂઆતમાં કૈંક ઉંચકવા અથવા ઝીલવા આ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૬. પુષ્પપુટ હસ્ત-ઉપયોગ



આરતી ઉતારવા, પાણી ફળ વિગેરે લેવા, અર્ઘ્ય આપવા, અને મંત્રેલાં ફુલો બતાવવા આ વપરાય છે.

## ૭. ઉત્સંગ હસ્ત-ઉપયોગ



આલિંગન, લજ્જા, પહોંચી અને એવાં બીજાં ઘરેણાં બતાવવા અને વિદ્યાર્થીને શીખવવા.

## ૮ શિવલીંગ હસ્ત-ઉપયોગ



શિવલીંગ બતાવવા આ વપરાય છે.

## ૯. કટકા વર્ધન હસ્ત-ઉપયોગ



રાજ્યાભિષેક, પુજા અને વિવાહમાં આ હસ્તનો ઉપયોગ કરવામાં આવે છે.

## ૧૦. શકટ હસ્ત-ઉપયોગ



રાક્ષસનો અભિનય કરવા આ હસ્ત વપરાય છે.

## ૧૧. કર્તરી સ્વસ્તિક હસ્ત-ઉપયોગ



ડાળીઓ, ગિરીશ્રૃંગ, અને ઝાડ બતાવવા.

## ૧૨. શંખ હસ્ત-ઉપયોગ



શંખ અને એવી બીજી ચીજો બતાવવા આનો ઉપયોગ થાય છે.

## ૧૩. ચક્ર હસ્ત-ઉપયોગ



ચક્ર અને એવી બીજી વસ્તુઓ બતાવવા માટે.

## ૧૪. સંપૂટ હસ્ત–ઉપયોગ



કોઈપણ વસ્તુને ઢાંકવા અને ઢાંકીને ભેટ આપવા.

## ૧૫. પાશ હસ્ત–ઉપયોગ



ઝઘડા, દોરી અને સાંકળ બતાવવા આ વપરાય છે.

## ૧૬. કીલક હસ્ત–ઉપયોગ



સ્નેહ અને નમ્ર વાતચીત કરવા આ હસ્ત વપરાય છે.

## ૧૭. મત્સ્ય હસ્ત–ઉપયોગ



માછલી અને એવાં બીજાં પ્રાણીઓ બતાવવા આ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૨૦. અલપદ્મ હસ્ત–ઉપયોગ



કપિત્થ ફળ, પુરું ખીલેલું કમળ બતાવવા, ગોળ ફરવા, છાતી, વિરહ, આયનો, પૂર્ણિમા, સૌંદર્ય, વાળની ગાંઠ, ચન્દ્ર, ટાવર, ગામ, ઉંચાઈ, ગુસ્સો, તળાવ, ગાડું, ચક્રવાક, કલકલાટ, અને વખાણ માટે આ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૨૧. ચતુર હસ્ત–ઉપયોગ



કસ્તુરી, થોડું, સોનું, તાંબુ, લોઢું, ભીનું, દુઃખ, રસાસ્વાદ, આંખ, વર્ણભેદ, પ્રમાણ, મીઠાશ, મન્દગમન, ટુકડા કરવા, સુખ, તેલ, અને ઘી બતાવવા.

## ૨૨. ભ્રમર હસ્ત ઉપયોગ



ભ્રમર, મધમાખી, પોપટ, પાંખ, સારસ, કોયલ. અને તેવીજ જાતનાં બીજાં પક્ષી બતાવવાં.

## ૨૩. હંસસ્ય હસ્ત ઉપયોગ



મંગલ પ્રસંગ, સુત્ર બંધન, ઉપદેશ, રોમાંચ, મોતી, દિપકની દિવેટ વધારવા, કસોટીનો પત્થર, જસમીન, ચિત્રકળા, ચિતરતા બતાવવા, દંશ તથા બંધ બાંધવા માટે હંસસ્ય હસ્ત વપરાય છે.

## ૨૪. હંસપક્ષમ્ હસ્ત ઉપયોગ



૬ નંબર, પુલની રચના, નખની નિશાની અને ઢાંકણુ બતાવવા આ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૨૫. સદંશ હસ્ત–ઉપયોગ



પેટ, બલિદાન, જખ્મ, કીડી, મોટો ભય, અર્ચન, અને પાંચની સંખ્યા બતાવવા.

## ૨૬. મુકુલ હસ્ત–ઉપયોગ



કુમુદ, ભોજન, પાંચબાણુ સાથે કામદેવ, રાજચિન્હ ધારણ કરવા, નાભી અને કદલી પુષ્પ માટે.

## ૨૭. તામ્રચુડ હસ્ત–ઉપયોગ



કુકડો, વરૂ, કાગડો, ઊંટ, વાછડું અને કલમ બતાવવા આ હસ્ત વપરાય છે.

## ૨૮. ત્રિશુળ હસ્ત-ઉપયોગ



બિલ્લીપત્ર, ત્રિશુળ અને ત્રણની સંખ્યા માટે.

## ૨૯. વ્યાઘ્ર હસ્ત-ઉપયોગ



વાઘ, દેડકો અને વાંદરો બતાવવા આ વપરાય છે.

## ૩૦ અર્ધશુચિ હસ્ત-ઉપયોગ



અંકુર, પક્ષીનું બચ્ચું, અને મોટા કીડા બતાવવા.

## ૩૧. કટક હસ્ત-ઉપયોગ



બોલવા અને ચાલવા માટે આ વપરાય છે.

## ૩૨. પલ્લી હસ્ત–ઉપયોગ



ગામડું અને ઝુંપડી બતાવવા આનો ઉપયોગ થાય છે.

# "સંયુક્ત હસ્ત"

હવે આપણે સંયુક્ત:—એટલે બે હાથે થતી મુદ્રાઓ જોઇશું. નૃત્યના જાણકારોના કહેવા મુજબ આના ત્રેવીશ પ્રકાર છે. અથવા સંયુક્ત હસ્તની ત્રેવીશ મુદ્રાઓ છે.

૧. અંજલી. ૨. કપોત. ૩. કર્કટ. ૪. ડોલા. ૫. પુષ્પપુટ. ૬. ઉત્સંગ. ૭. શિવલીંગ. ૮. કટકાવર્ધન. ૯. કર્તરી સ્વસ્તિક. ૧૦. સ્વસ્તિક. ૧૧. શકટ. ૧૨. શંખ. ૧૩. ચક્ર. ૧૪. સંપુટ. ૧૫. પાશ. ૧૬. કીલક. ૧૭. મત્સ્ય. ૧૮. કૂર્મ. ૧૯. વરાહ. ૨૦. ગરુડ. ૨૧. નાગબન્ધક. ૨૨. ખટ્વા. ૨૩. ભેરુંડ.

## ૧. અંજલી હસ્ત–ઉપયોગ



દેવતા, ગુરુ અને બ્રાહ્મણને નમસ્કાર કરવા માટે તેને માથા ઉપર લઈ જઈ પછી મુખ આગળ લઈ પછી છાતી આગળ રાખવો.

## ૨. કપોત હસ્ત–ઉપયોગ



કાંઈપણ વસ્તુ લેવા, ગુરુ અથવા મોટા આગળ કૈં વિનયથી કહેવા, નમસ્કાર કરવા અને કબુલાત કરવા આ હસ્ત વપરાય છે.

## ૩. કર્કટ હસ્ત–ઉપયોગ



સમુહના આગમન માટે, પેટ બતાવવા, શંખ ફુંકવા, તથા કોઈપણ વસ્તુને ખેંચવા માટે આ કર્કટ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૪. સ્વસ્તિક હસ્ત–ઉપયોગ



મગર, ભીરુતા, ભય, નિરાશા, અને વખાણ કરવા આનો ઉપયોગ થાય છે.

## ૫. ડોલા હસ્ત–ઉપયોગ



નૃત્યની શરૂઆતમાં કૈંક ઉંચકવા અથવા ઝીલવા આ હસ્તનો ઉપયોગ થાય છે.

## ૬. પુષ્પપુટ હસ્ત–ઉપયોગ



આરતી ઉતારવા, પાણી ફૂળ વિગેરે લેવા, અર્ઘ્ય આપવા, અને મંત્રેલાં ફુલો બતાવવા આ વપરાય છે.

## ૭. ઉત્સંગ હસ્ત–ઉપયોગ



આલિંગન, લજ્જા, પહોંચી અને એવાં બીજાં ઘરેણાં બતાવવા અને વિદ્યાર્થીને શીખવવા.

## ૮ શિવલીંગ હસ્ત–ઉપયોગ



શિવલીંગ બતાવવા આ વપરાય છે.

## ૯. કટકા વર્ધન હસ્ત–ઉપયોગ



રાજ્યાભિષેક, પૂજા અને વિવાહમાં આ હસ્તનો ઉપયોગ કરવામાં આવે છે.

## ૧૦. શકટ હસ્ત-ઉપયોગ



રાક્ષસનો અભિનય કરવા આ હસ્ત વપરાય છે.

## ૧૧. કર્તરી સ્વસ્તિક હસ્ત-ઉપયોગ



ડાળીઓ, ગિરીશૃંગ, અને ઝાડ બતાવવા.

## ૧૨. શંખ હસ્ત-ઉપયોગ



શંખ અને એવી બીજી ચીજો બતાવવા આનો ઉપયોગ થાય છે.

## ૧૩. ચક્ર હસ્ત-ઉપયોગ



ચક્ર અને એવી બીજી વસ્તુઓ બતાવવા માટે.

## ૧૪. સંપૂટ હસ્ત-ઉપયોગ



કોઈપણ વસ્તુને ઢાંકવા અને ઢાંકીને ભેટ આપવા.

## ૧૫. પાશ હસ્ત-ઉપયોગ



ઝઘડો, દોરી અને સાંકળ બતાવવા આ વપરાય છે.

## ૧૬. કીલક હસ્ત-ઉપયોગ



સ્નેહ અને નમ્ર વાતચીત કરવા આ હસ્ત વપરાય છે.

## ૧૭. મત્સ્ય હસ્ત-ઉપયોગ



માછલી અને એવાં બીજાં પ્રાણીઓ બતાવવા આ હસ્તનો ઉપયોગ થાય છે.

સાસુ–હસ્ત :—પહેલાં ગળા પાસે જમણા હાથે હંસસ્ય હસ્ત કરી પછી સમદંશ હસ્ત કરવો અને ડાબો હાથ પેટે ગોળ ફરતો ઘસવામાં આવે તો સાસુનો અભિનય થાય.

શ્વસુર–હસ્ત :—સાસુ હસ્તના જમણા હાથે શિખર કરવો.

દિયર–હસ્ત :—ડાબા હાથે શિખર અને જમણા હાથે કર્તરીમુખ કરી બાજુ પર રાખવાથી દિયરનો અભિનય થાય છે.

નણંદ–હસ્ત :—દિયર હસ્તના ડાબા હાથે મૃગશિર્ષ–હસ્ત કરવો.

પુત્ર–હસ્ત :—પેટ ઉપર સદંશ હસ્ત મુકી પછી ડાબા હાથે શિખર હસ્ત કરવાથી પુત્ર હસ્ત થાય છે.

પુત્રી–હસ્ત :—પુત્ર હસ્તમાં શિખરને બદલે મૃગશિર્ષ કરવો.

નાના મોટા ભાઈના હસ્ત :—બન્ને હાથે મયુર કરી આગળ રાખવામાં આવે તો મોટાભાઈનો અને બાજુ પર રાખવાથી નાના ભાઈનો અભિનય થાય છે.

સપત્નિ :—પાશ હસ્ત બતાવ્યા પછી બન્ને હાથે મૃગશિર્ષ કરવાથી સપત્નિ હસ્ત થાય છે.

પતિ–હસ્ત :—ગળા પાસે હંસસ્ય અને શિખર કરવામાં આવે તો પતિ–હસ્ત થાય છે.

પલ્લિ-હસ્ત :— પતિ હસ્તમાં શિખરને બદલે મૃગશિર્ષ હસ્ત કરવામાં આવે તો તે પલ્લિ હસ્ત થાય છે.

## પગ—ભેદ

પગની જુદીજુદી સ્થિતી અને હલનચલન પ્રમાણે જૂના શાસ્ત્રકારોએ એના ચાર ભેદ પાડ્યા છે. મંડલ, ઉત્પ્લવ, ભ્રમરી અને ચારી.

૧ મંડલ :—એક જ જગાએ ઉભા રહી, પગનાં જુદાંજુદાં હલનચલન કરવામાં આવે છે, તેને મંડલ કહે છે. મંડલના દસ પ્રકાર છે. સ્થાનક, આયત, આલીઢ, પ્રત્યાલીઢ, પ્રેખણ, પ્રેરિત, સ્વસ્તિક, મોટિત, સમસૂચિ અને પાર્શ્વસૂચિ

સ્થાનક મંડલ :— બન્ને પગને સીધા રાખી ઉભા રહી બન્ને હાથે અર્ધચન્દ્ર કરી કંઠને અડકવાથી સ્થાનક મંડલ થાય છે. સ્થાનક મંડલના છ પ્રકાર છે. સમપાદ, એકપાદ, નાગબંધ, ઐન્દ્રપાદ, ગરુડપાદ અને બ્રહ્મપાદ,

સમપાદ—ઉપયોગ :—બન્ને પગને સરખા રાખી ઉભા રહેવાથી સમપાદ થાય છે આનો ઉપયોગ દેવના અભિનય માટે અને દેવને ફૂલ અર્પણ કરવા થાય છે.

એકપાદ :—એક પગ ઉપર ઉભા રહી બીજે પગ પહેલા પગના ઢીંચણ ઉપર મૂકવાથી થાય છે, આ એકપાદ તપ કરવા અને પ્રાયશ્ચિત કરવા વપરાય છે.

નાગબંધ :—બન્ને હાથ તથા પગને વળ ચડાવી ઉભા રહેવાથી નાગબંધ થાય છે. અને તે નાગપાશથી બંધાયેલા બતાવવા વપરાય છે.

ઇન્દ્રસ્થાન :—એક પગ વાંકો વાળી ઉભા રહી બીજો પગ અને ઢીંચણ ઉંચા રાખવા તથા બન્ને હાથ કુદરતી રીતે લટકતા રાખવાથી ઇન્દ્રસ્થાન થાય છે. ઇન્દ્રસ્થાન ઇન્દ્ર અને રાજાના અભિનય માટે છે.

ગરુડસ્થાન :—આલિઢ મંડળના એક પગનો ઢીંચણ જમીન ઉપર મૂકી, બન્ને હાથે ગરુડ હસ્ત કરવાથી, ગરુડ સ્થાન થાય છે અને તેનો ઉપયોગ ગરુડ બતાવવા આ કલાના જાણકારો કરે છે

બ્રહ્મસ્થાન :—પદ્માસન વાળીને બેસવાથી બ્રહ્મસ્થાન થાય છે. અને તે જપ અને એવાં કાર્યોમાં વપરાય છે.

આયત મંડલ :—બન્ને પગને ૦૧ વાર દૂર રાખી ઢીંચણથી વાળવા અને વાળેલા ઢીંચણને એક બીજા ઉપર મોઢવવાથી આયત મંડલ થશે.

આલિઢ મંડલ :—ડાબા પગને જમણા પગની આગળ પોણા વારના અંતરે મૂકવો, પછી ડાબા હાથે શિખર અને જમણા હાથે કટકામુખ હસ્ત કરવાથી આ મંડલ રચાય છે.

પ્રત્યાલિઢ મંડલ:—આલિઢ મંડલના હાથ અને પગની અદલાબદલી કરવાથી પ્રત્યાલીઢ મંડલ થાય છે.

પ્રેંખણુ મંડલ:—એક પગને બીજા પગની પાની પાસે મૂકી કૂર્મહસ્ત ધારણુ કરવાથી આ મંડલ થાય છે.

પ્રેરિત મંડલ:—એક પગને બીજા પગના ઢીંચણુ આગળથી ઓળંગી, પોણો વાર દુર જમીન પર જોરથી મુકવામાં આવે, અને એક હાથે છાતી આગળ શિખર કરી બીજા હાથે પતાકા હસ્ત કરી લંબાવવામાં આવે તો પ્રેરિત મંડલ થાય છે.

સ્વસ્તિક મંડલ:—જમણા પગને ડાબા પગની આગળ અને જમણા હાથને ડાબા હાથની આગળ રાખવાથી સ્વસ્તિક મંડલ થાય છે.

મોટિત મંડલ:—પગના આગળના પંજા ઉપર ઉભા રહી બન્ને ઢીંચણુ વારાફરતી જમીન ઉપર મુકવા અને બન્ને હાથે ત્રિપતાકા હસ્ત કરવાથી આ મંડલ થશે.

સમસૂચિ મંડલ:—બન્ને પગના ઢીંચણુ અને તળીયાં જમીન ઉપર મુકવાથી સમસૂચિ મંડલ થાય છે.

પાર્શ્વસૂચિ મંડળ:—બે પગનાં તળીયાં અને એક પગનો ઢીંચણુ જમીન પર મુકવાથી પ્રાર્શ્વસૂચિ મંડલ થાય.



## "ઉત્પ્લવ–ભેદ"

પગથી જુદા જુદા પ્રકારે કુદકા ભરવામાં આવે છે, તેને ઉત્પ્લવ–ઉડતી ગતિ કહેવામાં આવે છે. આના પાંચ પ્રકાર છે. અલગ, કર્તરી, અશ્વ, મોહિત, કૃપાલગ.

અલગઃ—એકસાથે બન્ને પગે કુદવું અને કેડ ઉપર શિખર હસ્ત મુકવાથી અલગ–ઉત્પ્લવ થાય છે.

કર્તરીઃ—બન્ને કર્તરી હસ્તને ડાબા પગની પાછળ રાખી પગના તળીઆ ઉપર કુદવાથી કર્તરી–ઉત્પ્લવ થાય.

અશ્વઃ—પહેલા બન્ને પગે કુદી, પછી બન્ને પગ ભેગા મુકવા, અને બન્ને હાથે ત્રિપતાકા કરવાથી અશ્વ કુદકો થશે.

મોટિતઃ—કર્તરી કુદકાની માફક વારાફરતી બન્ને બાજુ કુદવાથી મોટિત ઉત્પ્લવ થાય છે.

કૃપાલગઃ—બન્ને પગની પાની વારાફરતી કેડ ઉપર મુકી વચ્ચે બન્ને અર્ધચન્દ્ર હસ્ત રાખવાથી આ કુદકો થાય.

## ભ્રમરીના જુદાજુદા પ્રકાર

ગોળ ચક્કર ફરવું તેને ભ્રમરી કહે છે. આ કળાના નિષ્ણાતો એના સાત પ્રકાર બતાવે છે. ઉત્પ્લુત, ચક્ર, ગરુડ, એકપાદ, કુંચિત, આકાશ અને અંગ ભ્રમરી.

ઉત્પ્લુત:—સમપાદ મંડળમાં ઉભા રહી ગોળ ફરવાથી ઉત્પ્લુત ભ્રમરી થાય છે.

ચક્ર:—બન્ને હાથે ત્રિપતાકા રાખી ને જલ્દીથી ગોળ ફરે તો તે ચક્ર ભ્રમરી કહેવાય છે.

ગરુડ:—એક પગના ઢીંચણ જમીન ઉપર મુકી બીજો પગ એ બાજુથી લાંબા કરવો તથા બન્ને હાથ લાંબા કરી ગોળ ફરે તો ગરુડ ભ્રમરી થાય છે.

એકપાદ:—વારાફરતી એક પગ ઉપર ગોળ ફરવાથી એકપાદ ભ્રમરી થઇ એમ કહેવાય છે.

કુંચિત:—પગને ઢીંચણમાંથી વાળી ગોળ ફરવાથી કુંચિત ભ્રમરી થાય છે.

આકાશ:—પહેલાં પગ લંબાવી કુદકો ભરે અને પછી ગોળ ફરે તો આકાશ ભ્રમરી કહેવાય છે.

અંગ:—બન્ને પગ પા (૦ા) વારના અંતરે રાખી કુદકો મારી ઉભો રહે તો અંગ ભ્રમરી કહેવાય છે.

## ચારી

જુદીજુદી રીતે ચાલવું તેને ચારી કહેવાય છે. ભરત નાટયના જાણકારોના મત મુજબ આના આઠ પ્રકાર છે. ચલન, ચક્રમણ, સરણ, વેગિની, કુટ્ટન, લુંઠીત, લોલિત, અને વિષમ.

ચલન:—ઉભા હોઈએ ત્યાંથી આગળ ચાલવું તેને ચલન કહે છે.

સરણ:—બન્ને હાથે પતાકા હસ્ત કરી, દરેક પગલે એક એડી બીજા પગનાં આંગળાં આગળ મુકી ચાલવાથી સરણ ચારી થઈ કહેવાય છે.

વેગિની:—જલદીથી ચાલવું, અને બન્ને હાથે વારા-ફરતી અલપદ્મ અને પતાકા હસ્ત કરવાથી વેગિની થાય છે.

કુટ્ટન :—પગને જોરથી જમીન પર પછાડી ચાલવાને કુટ્ટનચારી કહે છે.

લુંઠીત :—સ્વસ્તિક મંડળમાં કુટ્ટનચારી ચાલીએ તો થાય.

લોલિત:—કુટ્ટનચારીમાં બતાવ્યા પ્રમાણે, પરંતુ ધીમી ગતિએ, જમીનને પગ અડે નહિં એવી રીતે ચાલવું.

વિષમ :—પગને આંટી મારી ચાલવું તેને વિષમ-ચારી કહે છે.

જુદાજુદા પ્રાણીઓની ચાલ નંદિકેશ્વરના મત મુજબ દસ પ્રકારની છે. હંસી, મયુરી, મૃગી, ગજલીલા, તુરંગિણી, સિંહી, ભુજંગી, મન્ડુકી, વિર, અને માનવી.

હંસી :—પગને પા ( ૦ા ) વારના અંતરે મૂકી, બન્ને હાથે ત્રિપતાકા હસ્ત કરી, બે બાજુ અંગને વાળી હંસની માફક જોતા ધીમેથી ચાલવું તેને હંસી-ગતિ કહે છે.

મયુરી :—પગને ટીંચણુ આગળથી વાળી ઉંચકી, પગના પંજા, ઉપર બે હાથે કપિત્થ હસ્ત ધારણ કરી ચાલવાથી. મયુરી ગતિ થાય છે.

મૃગી :—બે હાથે ત્રિપતાકા–હસ્ત કરી, બ બાજુ બીધેલું હરણુ જોતું હોય તેમ જોતા ઝડપથી ચાલવું અગર દોડવુ તેને મૃગી–ગતિ કહે છે.

ગજલીલા :—બે હાથે પતાકા કરી, સમપાદ પગે ધીરેથી ચાલવાને ગજલીલા–ગતિ કહે છે.

તુરંગિણી :—ડાબા હાથે શિખર અને જમણા હાથે પતાકા કરી જમણા પગે અનુક્રમે કુદવાથી તુરંગિણી ગતિ થાય છે.

સિંહી :—બન્ને હાથે શિખર હસ્ત કરી પંજા ઉપર ઉભા રહી પછી જલદીથી આગળ કુદવાને સિંહી ગતિ કહે છે.

ભુજંગી :—બન્ને બાજુ બન્ને હાથે ત્રિપતાકા હસ્ત કરી જલ્દી ચાલે તો તે સર્પની ચાલ થઇ કહેવાય છે.

મન્ડુકી :—બન્ને હાથે શિખર–હસ્ત ધારણ કરી બેસીને પગના પંજા ઉપર જ આગળ કુદે તો દેડકાની ગતિ થાય.

વિર :—ડાબા હાથે શિખર અને જમણા હાથે પતાકા હસ્ત કરી દૂરથી આવવાને વિર–ગતિ કહેવાય છે.

માનવી :—ડાબો હાથ કેડ ઉપર મુકી, જમણા હાથે કટકામુખ હસ્ત કરી જલ્દીથી ગોળ ફરે તો માનવી ગતિ થઇ કહેવાય છે.

મંડલ, ઉત્પ્લવ, ભ્રમરી, ચારી અને ગતિ. આ એક બીજાના સંબંધમાં અસંખ્ય છે અને તે આ વિદ્યાના નિષ્ણાતો અને જાણકારો પાસેથી શીખી શકાય.

બીજું, ઉપર બતાવ્યા તે અંગ ભેદોમાં કેટલાક, ભારતનાટ્યમ્, અભિનય દર્પણમ્ અને કથકલીમાં ઓછા વત્તા પ્રમાણમાં છે. પરંતુ અહિં તે વધુમાંવધુ આપવા પ્રયાસ કર્યો છે, વળી ઉપર કહ્યું તે વિભાગોમાં ઘણા ભેદોનાં નામ એક હોય છે, પરંતુ તે યોજાય છે જુદી રીતે આ કળામાં રસ લેનારે તે જાણવા પ્રયત્ન કરવો.

# થોડીક બીજી વાત

નૃત્ય પ્રયોગોમાં એની એકે એક બાજુ સંપૂર્ણ હોવી જોઇએ. નૃત્ય, સંગીત, વૃંદવાદન, વેશભૂષા, રંગભૂમિની સજાવટ અને પ્રકાશ. આ છે આવા સમારંભોનાં મુખ્ય અંગો. જો એમાંથી એકાદ અંગ પણ નબળું હોય. તો એની અસર આખા પ્રયોગ ઉપર પડે.

પરંતુ આપણે ત્યાં યોજાતા નૃત્ય–સમારંભોમાંથી, કલાની દૃષ્ટિએ સંપૂર્ણ અને સંતોષ કારક ભાગ્યે જ એકાદ પ્રયોગ નિકળી આવે. એનું કારણ એની પાછળની કાળજી, ઉત્સાહ, વિચારણા, સાધનો અને કળાકારોનો અભાવ છે એ છે.

જો નૃત્ય સારું હોય તો, ગીત વાદ્યની બાજુ નબળી હોય, ગીત વાદ્ય સારું હોય, તો નૃત્ય નબળું હોય, જો કદી બન્ને સારાં હોય, તો વળી વેશભૂષા, રંગભૂમિની સજાવટ, અથવા પ્રકાશ, કૈંનું કૈં નબળું હોયજ, વળી બીજું કારણ આપણે ત્યાં આવા સમારંભોને લાયક નાટયઘરોનો અભાવ છે. બનતા સુધી કોઈ નાટયઘર મળેજ નહિ, એટલે આવા પ્રયોગો ખાસ કરી કોઈ જાહેર મકાનમાં (Holl)માં ભજવાય, અને આ મકાનો, કે જે ગાયનવાદનના જલ્સા માટે અગર ભાષણો કરવા માટે બનાવેલા હોય, તે કેવડાક હોય? ન મળે એની અંદર પુરતી સગવડ કે ના મળે પુરતી જગા, એટલે આપણને આ પણ પુરતી અનુકુળતા ન મળે. અને ઘણી વાર સર્વાંગ સુંદર પ્રયોગની નિષ્ફળતા આને પણ આભારી હોય છે.

છતાં પણ આપણે "ન મામા કરતાં કાણાં મામા શું ખોટા?" એ ન્યાયે ગમે તેવા પ્રયોગો ચલાવી લઇએ છીએ. અને એથીજ વધુ સારા અને સર્વાંગ સુંદર પ્રયોગો આપણને જોવા મળતા નથી. પરંતુ આપણે આપણો રસ અને કળાની દૃષ્ટિ, જો ઉંચા પ્રકારની કેળવીએ તો કુદરતી જ આવા સમારંભો યોજનાર આપણને વધુ સારા અને વધુ ઉચ્ચ કક્ષાના પ્રયોગો આપવા પ્રેરાય. અને એ રીતે આ કળા ઉચ્ચ અને ઉચ્ચ કક્ષાએ ચઢતી થાય.

સ મા પ્ત



[illegible]તમાંજ
પ્રગટ થનાર
લેખકનાં અન્ય
પુસ્તકો



મારાં ગીતો
(ગીત સંગ્રહ)



રંગ પૂજા
(સંગીત રૂપકો અને
નાટિકાઓ)



પત્થર
અને
પાણી
(વાર્તા સંગ્રહ)



# સ્વર-મંદિર



સંગીત અને નૃત્યની આદર્શ
શિક્ષણસંસ્થા



રાયપુર—અમદાવાદ.